# — અનુક્રમણિકા —

*Printed by Yousuf Abdulghani eMandula at The Iqbal Printery, Rasoolpura Road, Kutyana and Published by Usman Hajee Abdulghani Bhala, 'eMusheer', Baharpura, Kutyana.*

# નામૂસે-મિલ્લત

સંપાદક : ઉસ્માન હાજી અબ્દુલગની ભાયલા 'મુશીર'

રબીઉલઅવ્વલ ૧૩૬૨ : માર્ચ ૧૯૪૩

## "ખયરૂલ બશર"ને "ખયરૂલ ઉમમ"ની ખંડણી



"બલગલ ઉલા, બિ કમાલિહી;
કશફદ્દુજા, બિ જમાલિહી;
હસુનત, જમીઉ ખિસાલિહી;
સલ્લૂ, અલયહિ વ આલિહી!

[ ભાષાન્તર ]

પરિપૂર્ણતાની આભથી છે જેહ પદે ઉચ્ચતર,
છે જેહ કાન્તિને પ્રતાપે તિમિરતાનું ગત્ય સર,
સદ્‌ગુણ છે પ્રત્યેક જેના શ્રેષ્ઠતર 'ને દિવ્યતર,
સલવાત હોજો તેહ પર, 'ને તેહના પરિવાર પર !

—મુનાદી

'મુનાદી' સાહિબ એટલે મુસ્લિમ-ગુજરાતી સાહિત્યના યુગ-પ્રવર્તક: સાહિત્યકાર, ટીકાકાર અને પત્રકાર તરીકે, ગુજરાતી મુસલમાનોની વાત તો એક તરફ રહી, જેમનું પ્રેમબળ પ્રજામાં પ્રબળ છે એવા ગુજરાતી હિન્દુઓમાં પણ, એમની જોડ નથી, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી. પોતાના દીની અને દુન્યવી પ્રશ્નોની વકીલાત માટે આવો પ્રખર પત્રકાર મેળવવા બદલ જેમ મુસ્લિમ-ગુજરાત વ્યાજબી રીતે ફખ્ર લઈ શકે છે તેમ, નામૂસે મિલ્લતના આ ગ્રંથ માટે તેમના આવા બે ભાષાન્તરકાવ્યો મેળવવા બદલ એમજ, અમે મગરૂર છીએ.

H. H. THE NAWAB

OF JUNAGADH

THE PALACE,

JUNAGADH

14th March, 1943.

It is most gratifying to learn that the Namus-e-Millat of Kutiyana proposes to bring out a special Magazine on the auspicious occasion of the birthday of the Holy Prophet (may peace be on him) I wish the venture every success and hope that the magazine will be instrumental in carrying the noble message of the Holy Prophet of Islam to Muslims and non-Muslims alike. At this critical period of world history, the message of universal brotherhood, peace and goodwill among nations. Preached by this Great Benefactor of humanity, can be of real and lasting benefit to the world. I hope the Namus-e-Millat will always try to serve the cause of Islam by whole-heartedly striving for Peace, communal harmony and orderly progress.

Sd/ **Mahabat Khan**

Nawab of Junagadh

એચ. એચ. ધી નવાબ
ઑફ જુનાગઢ

ધી પેલેસ
જુનાગઢ
૧૪ મી માર્ચ ૧૯૪૨

પયગમ્બરે અકદસ ( સલ )ના શુભ જન્મદિન પ્રસંગે, કુતિયાણાની નામૂસે મિલ્લત એક ખાસ રિસાલો પ્રગટ કરવા ધારે છે એ જાણી મ્હને ઘણો સન્તોષ થયો છે. મુસ્લિમો અને ગયરમુસ્લિમોને ઇસ્લામના મહાન પયગમ્બર ( સલ )નો જીવન-સન્દેશો એકસરખી રીતે ઉપયોગી થશે એવી હું આશા રાખું છું અને આ પ્રકાશનને સમ્પૂર્ણ સફળતા મળે એમ ઈચ્છુ છું. વિશ્વબંધુત્વ, જગતશાન્તિ અને દુનિયાની મહાપ્રજાઓના એકીકરણને લગતો જે સન્દેશ માનવતાના એ મહાન માર્ગદર્શકે પાઠવ્યો છે, તે દુનિયાની અત્યારની કટોકટીની પળે આશિર્વાદ રૂપ નીવડે એમ છે.

શાન્તિ, કવમી સંગઠન અને નિયમિત પ્રગતિ સાથે કુતિયાણાની નામૂસે મિલ્લત ઈસ્લામની સેવા માટે હમેશા તત્પર રહેશે એવી હું અંતઃકરણપૂર્વક આશા રાખું છું.

[સહી] મહાબતખાન

નવાબ ઑફ જુનાગઢ

I was extremely delighted to know that the Namus-i-Millat of Kutiyana intended to bring out a special Magazine on the occasion of the anniversary of the Holy Prophet's Birthday ( Peace be upon him). I am confident that its publication at this time will be of immense value. I sincerely wish that it may really succeed in serving the purpose, for which its publication has been undertaken, of enlightening the Public, specially the Muslims regarding the various aspects of the life of this great spiritual leader, Preceptor and examplar and help to bring about harmony and Peace among different groups ( sections or communities ) of humanity, the ideal for which he strove throughout his life and which the world again requires today so very badly.

Sd/ **A. K. Md. Hussain**
Dewan, Junagadh State

કુતિયાણાની **નામૂસે-મિલ્લત** ઇસ્લામના પવિત્ર પયગમ્બર ( સલ )ની સાલગિરહ નિમિત્તે એક ખાસ સીરત-ગ્રંથ બહાર પાડવાની છે એ જાણી મને બેહદ ખુશી હાસિલ થઇ છે મને ખાતરી છે કે અત્યારના સમયે આવા પુસ્તકનું પ્રકાશન બહુ સફળ અને આવકારદાયક નીવડશે જનસમાજને અને ખાસ કરીને મુસ્લિમ જનતાને જગતના એ અજોડ અને મહાન માર્ગદર્શકના જીવનનો ખ્યાલ આપવાની જરૂરત છે. આ પ્રકાશન જે હેતુથી બહાર પાડવામા આવે છે તે હેતુ સફળ નીવડે એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છુ માનવસમાજની ભિન્નભિન્ન જાતિઓ અને જુદા જુદા વર્ગોમા શાન્તિ અને એકીકરણ લાવવાને પયગમ્બર ઇસ્લામ [ સલ ]નુ જીવન એક દૃષ્ટાંતરૂપ થશે, કેમકે આજે દુનિયાને જે એકતાની જરૂરત છે તે એકતાના આદર્શ માટે પયગમ્બરે ઇસ્લામ સલ્અમે આખી જિન્દગી સખ્ત પ્રયાસો કર્યા હતા

**( સહી ) એ. કે. મુહમ્મદ હુસયન**
દિવાન, જુનાગઢ સ્ટેટ

## ................?

અફઝલના નવિશ્તાએ મને પણ 'ખયરૂલ ઉમમ' નો 'ખરકો' અર્પ્યો છે. 'ખયરૂલ બશર' (સર્વોત્તમ પુરૂષ) ને પ્રતાપેજ અમે 'ખયરૂલ ઉમમ' (સર્વોત્તમ પ્રજા) છીએ, એટલે ખયરૂલ બશરનાં ચરણોમાં અમારે અમારી ખંડણી ધરવી રહી. જેવું જેનું ગજું તેવી તેની ખંડણી—સલફથી જ આ સિદ્ધાંત મુસ્લિમોનો મસ્લક રહ્યો છે.

આ મસ્લકનેજ મેં મારો કર્ત્તવ્ય-રાહ બનાવ્યો છે.

આયા મારી ખડણી ખાતિમુન્નબીયીનની ખિદમતમાં પેશ કરવાને લાઈક પણ છે? આ શંકા મને પોતાને પશોપશમાં નાખી રહી છે. જ્યાં મારો પ્રયાસ મને પોતાનેજ સન્તોષી નથી શકતો ત્યાં તે બીજાઓને સન્તોષી શકશે એમ કેમ કહી શકાય? શી રીતે માની શકાય?

બંદાનું કર્તવ્ય એની જદ્દોજહદ છે અને બસ: પરિણામ તો પરવરદિગારના હાથમાં છે.

હાં, તો મારી આશાઓ યકીનન અફળ જ રહી છે અને એનું કારણ મારી 'અલ્પતા' જ છે. મારી અલ્પતા આથી વિશેષ કરી શકવાને પાત્ર પણ નહોતી અને નથી જ. અલબત્ત, આશા અમર છે. અલ્લાહ મારી એ આશાઓને મ્હોરવા-ફળવાની તક આપે. આમીન.

—'સુશીર'

સંપાદક



અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતો વસ્સલામુ
અલા રસુલેહિલ કરીમ વ અલા આલિહી વ અસ્હાબિહી

## અર્જમઈન

બિરાદરાને મિલ્લત,

હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ.)ની ૧૪૧૫ મી જન્મજયંતિના મુબારક અવસરે આ નાનકડો સીરત-તુહફો વાંચકોના કર કમળમાં મૂકતાં બેહદ ખુશી હાસિલ થાય છે ઉર્દૂ સાહિત્યમાં આવા પ્રાસંગિક ગ્રંથો પુષ્કળ બહાર પડે છે; પરન્તુ ગુજરાતીમાં શાયદ આ પહેલોજ પ્રયાસ છે. લડાઈની કટોકટી, કાગળોની અછત અને બીજાં સાધનોની ઉણપને કારણે આ રિસાલો જેવો જોઇએ એવો બનાવી શકાયો નથી અને મારી બધી મુરાદો મનની મનમાંજ રહી ગઇ છે. ઉપરાંત મુલાઝિમત અને બીજી સાંસારિક રોકાણો અંગે એ પાછળ જેટલો આપવો જોઇએ, એટલો સમયનો ભોગ પણ હું આપી શક્યો નથી. પરિણામે એમાં જે ખામીઓ અને ક્ષતિઓ રહી જવા પામી છે એનો મને ઇહસાસ છે. વાંચકો વર્તમાન પરિસ્થિતિ અને મારી મજબુરીને મદ્દેનઝર રાખી દર-ગુઝર કરશે એવી આશા રાખું છું.

અઅલા હઝરત નામદાર **નવાબ સાહિબ** અને નામદાર **દીવાન સાહિબે** આ રિસાલા માટે ખાસ પોતાના સન્દેશાઓ ઇનાયત કરીને આ રિસાલાનું જે મહત્વ વધાર્યું છે અને મારી હિમ્મતઅફઝાઇ કરી છે એ બદલ હું એ નામદારોનો બેહદ મમનૂન છું. ઉપરાંત મારા આમંત્રણ પરથી જે જે લેખક ભાઇઓએ પોતાના કીમતી વખતનો ભોગ આપી પોત-પોતાના વિદ્વતાભર્યા લેખો મોકલ્યા છે તે તમામનો આ સ્થળે અંતઃકરણ-પૂર્વક આભાર માનું છું.

જે ભાઇઓની માલી ઇમ્દાદથી આ રિસાલો પ્રગટ થઇ શકયો છે અને વગેર કીમતે આપી શકાયો છે તેમનો પણ હું દિલપૂર્વક મશ્કૂર છું.

આ રિસાલો પ્રગટ કરવામાં જેવો સહકાર મળ્યો છે, એવોજ સહકાર જો હંમેશા મળતો રહેશે તો આવું સીરત-સાહિત્ય દર વરસે પેશ કરવાની મારી મુરાદ છે. આવા તબ્લીગી સાહિત્યની હાલના અવસરે કેટલી જુરૂરત છે, એ જણાવવાની જુરૂરત નજ હોય. આપણો દવલતમંદ વર્ગ પોતાના ફુઝુલ ખર્ચાઓમાંથી થોડોક ભાગ બચાવીને પણ જો એ તરફ ધ્યાન આપે તો પયગમ્બરે ઇસ્લામ ( સલ )ના સન્દેશને ઘેર ઘેર આસાનીથી પહોંચાડી શકાય.

ગયરમુસ્લિમો તો એક તરફ રહ્યા; ખુદ મુસલમાનોનો મોટો ભાગ પણ પયગમ્બરે ઇસ્લામ ( સલ. )ની સીરતથી પૂરી રીતે વાકિફ નથી અને એજ આપણી પડતીનું પહેલું અને સૌથી મોટું કારણ છે. પયગમ્બરે ઇસ્લામ ( સલ. )ની ઈતાઅત અને પયરવીમાંજ આપણી પ્રગતિ છે એ નિશંક વાત છે. કુરઆન કહે છેઃ **"બેશક, અલ્લાહના રસૂલમાં તમારા માટે ઉત્તમ આદર્શ છે."** અર્થાત્ કવમને જિન્દહ રાખવા અને જિન્દહ બનાવવાનો એકમાત્ર માર્ગ એજ છે કે તેને મુહમ્મદે અરબી (સલ.)ની બારગાહે મુહબ્બતમાં પહોંચાડી દઇએ.

મારો આ પહેલો પ્રયાસ જનતાને ગમશે અને ઉત્તેજન તથા પ્રોત્સાહન મળશે તો આવું આવું સાહિત્ય અવાર નવાર બહાર પાડવાનો મારો ઇરાદો છે.

જે જે ભાઇઓએ આ કાર્યમાં મને સહકાર અને સહાય આપ્યાં છે તે તમામનો ફરી એકવાર આભાર માનું છું.

કુતિયાણા
રબીઉલઅવ્વલ ૧૩૬૨
માર્ચ ૧૯૪૩

**ઉસ્માન હાજી અ. ગની ભાયલા 'મુશીર'**
સંચાલકઃ નામૂસે-મિલ્લત

## મુહમ્મદે અરબી
## એટલે ઇતિહાસના સૂર્ય

ઇસ્લામના પુનિત પ્રવર્તક ( સલ્અમ ) જગત્-જનોના જીવનવિકાસની ઇતિહાસ-મૂર્તિ છે. એમનું જીવન એટલું મંગળ, એટલું મહિમામય, એટલું વિવિધતાએ ભરેલું છે કે એની પ્રેરણા ઝીલીને માનવી 'મુકમ્મિલ' બની શકે.

ચાહે તે દષ્ટિબિંદુથી ઇસ્લામના પયગમ્બર ( સલ. )ના જીવનકાર્યની વિચારણા કરો : મુહમ્મદે અરબી (સલ.)નું જીવન અનેક પહેલ પાડેલા 'કોહેનૂર' સમું ભાસશે : જગતજનોને કાજે એ 'કોહેનૂર'માંથી, ત્રિકાળના જીવનમંત્રો ચમકારા મારતા દેખાશે.

ઇતિહાસની હકીકતો ઉચ્ચારે છે કે : આવો પયગમ્બર યા પયગમ્બરી યુગ ઇતિહાસને પાને બીજો નોંધાયો નથી.

ઇતિહાસમાં ઘણાખરા 'માર્ગદર્શક'નાં યશનામ પામ્યાં છે, પણ એ બધા ગ્રહો અને ઉપગ્રહો હતા; મુહમ્મદે અરબી ઇતિહાસના સૂર્ય છે.

એ મહાન માર્ગદર્શકને કદમે કદમે ચાલ્યા સિવાય જગતનો આરો નથી; એનો ઉદ્ધાર નથી

યૂરપ–અમેરિકા અને એશિયા–આફ્રિકાના ઘણા પ્રજાપ્રશ્નો આજે વણઉકેલ્યા રડવા છે. એ પ્રશ્નો ઉકેલતાં પહેલાં મુહમ્મદે અરબી (સલ.)નાં ચરણારવિંદે બેસીને જગતની મહાપ્રજાઓએ હજી તો પાઠ પઢવા પડશે.

—'માંડવીઆ'

# ખાતિમુલ અમ્બિયા

: લેખક :
હકીમ બદ્ર નિઝામી રાહતી સાહિબ
દલગરવાડા : અહમદઆબાદ.

હકીમ બદ્ર નિઝામી રાહતી સાહિબની ઝાત કશા પરિચયની મુહતાજ નથી. 'નિઝામી', 'આવાઝે-કુરઆન' અને 'નવજવાન'ના તંત્રી તરીકે તેમજ 'દીન'ના સહતંત્રી તરીકે તેઓ કાફી શુહરત હાસિલ કરી ચૂકયા છે. ઉર્દુ અને ગુજરાતી બન્ને ભાષાઓમાં તેઓ સુન્દર અને અણથક લખી શકે છે. આવા ખડતલ અને કુહનામશ્ક લેખકની કસાએલી કલમે લખાએલા લેખ પર કશી પરિચય-નોધ લખવી એ સોના પર ઢોળ ચઢાવવા જેવુંજ લેખાશે.

## નબૂવ્વત

**અંબિયા** નબીનું બહુવચન છે. નબી એટલે ખબર આપનાર. મઝહબી પરિભાષામાં નબી એને કહેવામા આવે છે જેને ખુદાએ લોકોને તેમની સ્થિતિનું ભાન કરાવવા માટે અને તેમને ખુદાના દીન પ્રમાણે ચાલવાની હિદાયત કરવા માટે મુકર્રર કર્યો હોય. રસૂલના અર્થ ઇસ્લામી પરિભાષામાં એવા નબીના થાય છે, જેને ખુદા તરફથી લોકો સુધી પહોંચાડવા માટે કોઈ ખાસ સંદેશો પણ મળ્યો હોય. ઈસ્લામના પયગમ્બર (સલ્લ૦)ને ખાતિમુલ અંબિયા તેમજ ખાતિમુર્રુસુલ કહેવામા આવે છે, જેના અર્થ એ થાય છે કે એમના પછી કોઇ નબી કે રસૂલ જગતમાં થવાનો નથી. પયગમ્બર એ ફારસી ભાષાનો શબ્દ છે, જેના અર્થ સંદેશવાહકના છે

મનુષ્ય એ સંસારમાં ઉત્પન્ન કરવામા આવેલી સર્વ વસ્તુઓમાં શ્રેષ્ઠ છે. કુરઆન કહે છે કે: "મનુષ્ય અશરફુલ મખ્લૂકાત છે." "સૃષ્ટિની સર્વ વસ્તુઓ તેની સેવા માટે ઉત્પન્ન કરવામાં આવી છે અને તે માત્ર ખુદાની સેવા માટે ઉત્પન્ન કરવામા આવ્યો છે." સૃષ્ટિની દરેક વસ્તુ ઉપર કાબુ મેળવવો અને તેની પાસેથી પોતાની સેવા કરાવવી એ મનુષ્યનું કર્તવ્ય છે અને ખુદાએ પોતાને આવું ઉચ્ચ સ્થાન આપ્યું એ માટે તેનો ઉપકાર માનવો અને એના સિવાય કોઈપણ વસ્તુને વશ ન થતા કે તેની આગળ માથું ન નમાવતાં માત્ર એક ખુદાનીજ પૂજા કરવી એ તેનો ધર્મ છે.

પરંતુ કુરઆન માનવજાત વિષે કહે છે કે તે જહાલતમા અટવાઈને પોતેજ પોતાની ઉપર ઝુલ્મ કરે છે. "ઝલૂમન જહૂલા"મા એજ હકીકતનો ચિતાર દોરેલો છે. માત્ર મનુષ્ય જ એવું પ્રાણી છે જેને ખુદાએ સામાન્ય સમજ-શક્તિ ઉપરાંત બુદ્ધિ પણ આપી છે, જેનો યોગ્ય ઉપયોગ કરીને તે જગતમાં સાચા અર્થમાં ખુદાનો ખલીફા (પ્રતિનિધિ) બની

શકે છે. પરંતુ જે માણસો બુદ્ધિનો ખરો ઉપયોગ કરી શકતા નથી, તેઓ ગાફિલ--અજ્ઞાનજ રહી જાય અને તેઓ પોતાની એ જહાલતને લીધે પોતાની ઉપર ઝુલ્મ કરે છે.

માનવજાતિની ઉત્પત્તિ થઈ ત્યારથી તેની બૌદ્ધિક દોરવણી માટે ખુદાએ નબી અને રસૂલ મોકલવા માંડ્યા છે. તેમનું કામ માત્ર ખુદાનો માર્ગ દેખાડી આપવાનો છે, તેણે મોકલાવેલ પયગામ પહોંચાડી દેવાનો છે. કોઈ તેમની વાત ન સાંભળે કે ન સુધરે એની જવાબદારી તેમને માથે નથી. 'બર રસૂલાં બલાગ બાશદ બસ'' અર્થાત રસૂલોનું કામ તો પયગામ પહોંચાડી દેવાનું છે. અલબત્ત તેઓને આવા પવિત્ર કામ માટે ચુંટી કાઢેલા હોવાથી તેમનું જીવન અતિ પવિત્ર હોય છે અને તેમનું ચારિત્ર્ય ઉત્તમ પ્રકારનું હોય છે. ખુદાનો જે પયગામ મનુષ્ય જાતિને પહોંચાડે છે, તેનો પોતે અમલી નમૂનો હોય છે. એથી બીજા લોકોને ખુદાના પયગામ વિષે સંપૂર્ણ માહિતી મળી શકે છે અને નમૂનો જોયા પછી અનુસરણ કરવું સહેલ થઈ પડે છે

કુરઆનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે "જગત્માં કોઈ માનવટોળું એવું નથી જેમાં આગે અમારો નબી કે રસૂલ મોકલાયો ન હોય." "દુનિયામાં એવું કોઈ સ્થાન નથી જ્યાં અમારા તરફથી ડરાવનાર લોકો પાસે ન ગયો હોય." વગેરે. એ પરથી સાબિત થાય છે કે દુનિયાના દરેક વિભાગમાં અને જગતમાં થઇ ગયેલી બધીજ કોમોમાં ખુદાએ પોતાના પયગમ્બરો મોકલ્યા હતા. જ્યારે જ્યારે જે જે દેશમાં લોકો બુદ્ધિનો ઉપયોગ બંધ કરીને અધર્મ તરફ વળ્યા, ત્યારે ત્યારે તે તે દેશમાં ખુદાએ નબી કે રસૂલ મોકલ્યા. આમ ભિન્નભિન્ન સ્થળે અને ભિન્નભિન્ન માનવટોળાંમાં ભિન્નભિન્ન રીતે નબી મોકલવાનું કારણ એ હતું કે, માનવજાતિ હજી બાલ્યાવસ્થામાં હતી માનવબુદ્ધિની ઠીકઠીક ખીલવણી થવા પામી ન હતી, જગતના જુદા-જુદા વિભાગમાં વસતાં માનવટોળાં એકબીજાથી અજાણ હતાં. મુસાફરીના સાધનોની ઉણપ, એકબીજા સુધી સંદેશા પહોંચાડવાની અગવ-ડતાઓ અને યાંત્રિક આસાનીઓનો અભાવ આદિ અનેક કારણોને લીધે જે જે પ્રદેશમાં જે જે ટોળું વસતું હતું તે પોતના પ્રદેશ અથવા બહુ બહુ તો આસપાસના થોડાક પ્રદેશને જગત્ રૂપ માની બેઠું હતું. કૂવાના દેડકા જેવી સ્થિતિ આવેલી હતી.

કુરઆને મજીદમાં ખાસ કરીને અરબ-સ્તાનની આસપાસના પ્રદેશમાં થઈ ગયેલા થોડાક પયગમ્બરો વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જેમાંનો મોટો ભાગ બની ઇસરા-ઇલ નામની કોમની સુધારણા માટે અવાર-નવાર મોકલવામાં આવેલા નબીઓ અને રસૂલોનો છે. એ ઉપરથી સાબિત થાય છે કે બની ઇસ્રાઇલ સિવાયની બીજી કોમો જે અન્ય દૂરદૂરના દેશોમાં વસતી હતી તેમની સુધારણા માટે પણ એકેક નહિ બલ્કે અનેક રસૂલો અને નબીઓ મોકલવામાં આવ્યા હશે.

પરંતુ જ્યારે માનવબુદ્ધિના વિકાસનો સમય આવી પહોંચ્યો, જ્યારે માનવજાતિ બાલ્યાવસ્થામાંથી આગળ વધીને જવાનીના સમયમાં આવી પહોંચી, જ્યારે મુસાફરીના સાધનો વ્યાપાર કે રાજ્ય વિસ્તારના હેતુસર વધી પડ્યાં, એક દેશથી બીજે દેશ સુધી સંદેશા પહોંચાડવાનાં સાધનો તરફ ધ્યાન અપાવા લાગ્યું, માનવસમાજે સૂર્ય, ચંદ્ર, પશુ, પક્ષી, નદીઓ, સમુદ્રો અને વૃક્ષોને પૂજ્ય ગણવાને બદલે તેમના પાસેથી સેવા લેવાનો વિચાર કર્યો, ત્યારે સમગ્ર જગત માટે એકજ રસૂલ મોકલવાનો સમય પાકી ચૂક્યો હતો

પરંતુ કુરઆન કહે છે કે : "ખુદાની કુદરતની એક મોટી નિશાની એ છે કે જ્યારે ભૂમિ સુકાઈ જાય છે (નકામી બની જાય છે) અને ચોમેરમ દુકાળનાં લક્ષણો વ્યાપી જાય છે, ત્યારે તે આકાશમાં વરસાદનાં ચિન્હો જાહિર કરે છે અને તમે આશાનિરાશા વચ્ચે એસા ખાતા એ ચિન્હોને નિરખી રહો છો." "એની રબૂબીઅત (પોષણશક્તિ) અને રહમત (દયાળુપણા)ને જુઓ કે જ્યારે તમે આશાનિરાશા ભરી નજરે આકાશને નિરખો છો અને જ્યારે આખી ભૂમિ ઉપર મૃત્યુ અને દુકાળી છવાઈ જાય છે, ત્યારે તે આકાશમાંથી પાણી વરસાવે છે અને ભૂમિ ઉપર મૃત્યુ પછી જીવન પયદા થાય છે. ખુદાની કુદરતનાં દ્રશ્યોમાં ખચિત વિચારકો અને બુદ્ધિમાનો માટે ભારે નિશાનીઓ રહેલી છે."

પાર્થિવ જગતની જેમ આધ્યાત્મિક જગત પણ છે. જેવી રીતે વરસાદ પડવાથી ઝમીનમાંથી કણો ફૂટી નીકળે છે અને ખેતરો લીલાછમ બની જાય છે તેમ આધ્યાત્મિક જગતમાં પણ "વહી" રૂપી વરસાદ વરસે છે. પરંતુ જેવી રીતે ઝમીનની એકેએક રજકણ તરસ તરસ પોકારી ઉઠે છે અને ખુદા તરફ ધ્યાન ચોંટાડે છે ત્યારે ખુદાની રહમત વરસે છે, એજ રીતે જ્યારે આધ્યાત્મિક જગતમાં ખરાબી પયદા થઇ જાય છે અને ધર્મને ઠેકાણે અધર્મનો દોર ચાલે છે, ત્યારે આત્મા કકળી ઉઠે છે અને ખુદાની રહમત તરફ મીટ માંડે છે, ત્યારે ખુદા તરફથી પયગમ્બર મોકલવામાં આવે છે.

હઝરત મુહમ્મદ મુસ્તફા (સ૦) પહેલાના પાંચસો વર્ષો પણ વધુ સમય એવો વીતી ચુક્યો હતો જેમાં જગતના કોઈપણ ભાગમાં કોઈપણ પયગમ્બર જન્મ્યો ન હતો આખા જગતમાં અઘોર અધર્મ રૂપી અંધકાર છવાઈ ચૂક્યો હતો. દરેક ધર્મમાં સ્વાર્થી પાદરીઓ, મોબેદો અને બ્રાહ્મણો આદિએ પોતાને મનગમતા ગોટાળા કરી નાંખ્યા હતા ધર્મને નામે એ બધા ધર્મગુરુઓ પોતાનો સ્વાર્થ સાધતા હતા. પોતાની દરેક ઇંદ્રિયોની વાસના પોષી શકાય એવા સિદ્ધાંતો એમણે ઉભા કર્યાં હતા. પોતાના પ્રતિપક્ષીઓનો નિર્દય રીતે વિનાશ કરવા માટે ધર્મપ્રવર્તકો (નબીઓ અને રસૂલો)ના જીવનચરિત્રોને એવી રીતે જનસમાજ આગળ રજુ કરવા માંડ્યા, જેમાં એમને મનુષ્યત્વથી પર બલ્કે ખુદાનેજ મનુષ્ય રૂપે અવતરેલા તરીકે ઠસાવવા ઉપરાંત તેમના

ચારિત્રને એટલી ત્વરિત રીતે નીચું કરવામાં આવ્યા જેથી પોપો અને બ્રાહ્મણોને પોતાની પાપવાસના તૃપ્ત કરવા માટેનો ધાર્મિક આધાર મળી શકે. ઈશ્વરી મનની ઇચ્છા અને માનવી મતિ વચ્ચેનો ઇતિહાસ પણ આપણને બતાવી આપે છે કે એ કાળે જગત આખામાં ધર્મની છાયામાંજ સુરાપાન, જુગાર, સ્ત્રીલંપટતા, ખૂનરેજીનો રોગ ચાલતો હતો. માનવતાના ઉદ્ધારનું અધઃપતન થઈ ચુક્યું હતું દરેક પ્રકારની ખરાબી વ્યાપી ગઈ હતી કુરઆન એનું કારણ એજ બતાવે છે કે 'એમની ઉપર એક લાંબો કાળ વીતી ગયો (અર્થાત લાંબા કાળ સુધી કોઈ નબી તેમની સુધારણા માટે મોકલવામાં ન આવ્યો) એટલે તેમના કાળજાં સખત થઈ ગયા" અને પરિણામ વિષે એકજ વાક્યમાં બધી ચોખવટ કરી નાખે છે કે "ભૂમિ અને સમુદ્ર પર (અર્થાત્ સમસ્ત જગતમાં) ખરાબી (ફસાદ) ફેલાઈ ગઈ હતી'

જુના ધર્મોના વિકૃત સ્વરૂપ અને તેના પરિણામોનો ખ્યાલ માત્ર ખ્રિસ્તી ધર્મના તે સમયના સ્થિતિ પરથીજ આવી જશે, કારણ કે એ બીજા બધાથી છેલ્લો ધર્મ હતો અને હજી તો ૭ સૈકા જ એણે પ્રચાર કર્યો હતા ખુદ ખ્રિસ્તી ઇતિહાસકાર અને પાદરીએ પોતાના શબ્દોમાં એ કાળે ખ્રિસ્તી ધર્મની શી સ્થિતિ હતી તેનો ચિતાર નીચેના શબ્દોમાં રજુ કર્યો છેઃ "સાતમા સૈકામાં ખ્રિસ્તી ધર્મ અધોગતિએ પહોંચી ચુક્યો હતો, તેનું સ્વરૂપ વિકૃત થઈ ચુક્યું હતુ અને અંતરિક ઝગડા ફેલાવનાર પંથોએ બેહદ નુકસાન પહોંચાડ્યુ હતું તથા પાક ધર્મનું સ્થાન પદાર્થ-પૂજા, વહેમ-પૂજા અને ભ્રષ્ટાચારે લઈ લીધું હતું." મારામારીના ઝગડાઓને કારણે આકાશી સલતનત વેરવિખેર દશાએ પુગી હતી અને તેણે દોઝખનું સ્વરૂપ ધારણ કર્યું હતુ "

રોમન સલ્તનતમાં, મિસરના ટાલમીઓમાં, ઇરાનના મઝદકીયોમાં અને હિન્દના વામમાર્ગીયોમાં સગી માતા અને સગી બહેન સાથે સંભોગ કરવામાં પાપ મનાતું ન હતું. વામમાર્ગીઓને તો એમાં સ્વર્ગની કુંચી મળતી હતી ઇરાન અને મિસરમાં માતા કે બહેન સાથે લગ્ન પણ થતા હતા. હિન્દમાં ભોગ માટે નક્કી થયેલા ઘોડાનું વીર્ય પોતાની સ્ત્રીના ગર્ભમાં નખાવવામાં પુણ્ય મનાતું હતુ મધપાનને અંગે થયેલી બદચાલીએ ઉગ-નીનનું સ્થાન લીધુ અને તેને ધાર્મિક રોપ ચઢાવવામાં આવ્યો. પરિણામે માનવતામાં ભેદ પડ્યો, અને એ ભેદભાવે શત્રુવટને જન્મ આપ્યો અનેક પુરુષો વચ્ચે એકજ સ્ત્રી પરણવાનો રિવાજ શરૂ થયો સ્ત્રીની કીમત એટલી બધી હલકી અંકાઈ કે જુગારમાં પણ સ્ત્રીની હારજીત થવા લાગી. છઠા સૈકાના અંત ભાગમાં સ્ત્રી જાતિમાં આત્મા છે કે નહિ એ વિષય ઉપર ખ્રિસ્તીઓ વચ્ચે ભારે વાદવિવાદ જાગ્યો અને પાદરીઓની સમિતિએ બહુમતે ઠરાવ કર્યો કે સ્ત્રીમાં પણ આત્મા

રહેલો છે. નિયોગ જેવો રિવાજ અનેક દેશોમાં પ્રચલિત હતો. મનુશાસ્ત્રમાં ચાર રીતે પુત્ર ઉત્પન્ન કરવા સંબંધી જે ઉલ્લેખ થયેલો છે એ વિચારી એનાં તે સમયની સમાજરચના જાણી શકાય છે. આજે પણ હિંદમાં સ્ત્રીને જનોઈ અપાતી નથી, તે પતિની મિલ્કત ગણાય છે. પતિ મરી જતા કાં તો સ્ત્રીને બાળી મુકવામાં આવતી કાં તો જીવનભર પરાણે વૈધવ્ય પળાવવામા આવતુ. અંધશ્રધ્ધાળુ માણસો પોતાની પુત્રીઓ દેવતાઓને અર્પણ કરતા, જે મંદિરોમાંજ રહીને ગાયન અને નૃત્ય વડે દેવતાઓને આનંદ કરાવતી

સારાંશ એ કે આખા જગતમાં સર્વ રીતે અજ્ઞાનના અને અધર્મની આંધીઓ ચાલી રહી હતી. ધર્મને નામે પાપાચાર અને ભ્રષ્ટાચારના ભવાડા થતા હતા ત્યારે અરબસ્તાન કે જે પૃથ્વીના મધ્યબિંદુ રૂપ છે અને જ્યાં ખુદાની ઇબાદત માટે સૌથી પહેલું ધામ તૈયાર થયું હતું, ત્યાં આખા જગતની બુરાઈઓ એકત્ર રીતે ભરાયેલી હતી.

એવા ઘોર અંધકારને લીધે આત્મિક જગતમાં બેચેની ફેલાઇ ગઇ હતી, ખુદાની રહમત ક્યારે નાઝિલ થાય છે એ તરફ સૌ આત્માઓનું ધ્યાન લાગ્યું હતુ. કેટલાક સદાચારી માણસો પણ આ સ્થિતિથી કંટાળીને સત્યનો પ્રકાશ ક્યારે ફેલાય છે એ આતુરતાથી જોઈ રહ્યા હતા. કેટલાક માણસોએ લોકોની સુધારણા માટે બીડું ઝડપ્યું; પરંતુ કોઈને પણ સફળતા ન મળી. જ્યારે જગત સાદે ત્રાડે પોકારવા લાગ્યું ત્યારે ખુદાની રહમત નાઝિલ થઇ અને છસો વર્ષના ગાળા પછી જગતના મધ્યબિંદુ રૂપી અરબસ્તાનમાં (કે જ્યાં અગાઉથી પણ હદપારની હતી) આખી દુનિયા માટે પ્રલયકાળ સુધીને માટે એક મહાન અંતિમ નબી અંતિમ સંદેશો (કુરઆન) સાથે મોકલ્યો, જેના ઉપદેશ અને અમલને પ્રતાપે જોતજોતામાં જગતમાંથી અજ્ઞાન અને અધર્મનો અંધકાર દૂર થવા લાગ્યો

એ મહાન નબી (સલ૦)ના જીવનચરિત્ર અને ઇસ્લામ સંબંધી બીજા લેખક ભાઇઓ કલમ ચલાવશે, એટલે એ વિષયને ચર્ચીને કાગળની મોંઘવારીના આ ઝમાનામા વધુ પાના રોકવાનું ઉચિત ગણતો નથી. પરંતુ કેટલાક મહત્વના મુદ્દાઓની ચર્ચા કરવાનુ આવશ્યક જણાય છે.

### ખત્મે નબૂવ્વત

નબી કે રસુલની જરૂર ત્યારે જ હોઇ શકે છે જ્યારે માનવબુધ્ધિ પરિપક્વ થઈ ન હોય અને લોકો સમજી ન શકે એવા ગંભીર વિષયોની ચોખવટ થવા પામી ન હોય અથવા ધર્મગ્રંથમાં ગોટાળા થવાની શકયતા કેટલાક કારણોસર હોઇ શકે અને સ્વાર્થી લોકો ધર્મમા એવા ગોટાળા ઉભા કરી શકે અને તેને પકડી પાડવાનું સાધન હોય નહિ, ત્યારે નવા નબી કે રસુલની જરૂર ઉભી થાય છે. પયગમ્બરે ઇસ્લામ (સલ૦) માનવબુધ્ધિના વિકાસના યુગની શરૂઆતમાં જન્મ્યા હતા

અને આપનો પયગામ આખા જગતમા ફેલાઇ જવાનાં સાધનોની શરૂઆત થઇ ચુકી હતી એટલે ખુદાએ બધીજ બાબતોની ચોખવટ કુરઆનમા કરી નાંખી અને જાહેર પણ કરી દીધું કે "આજે તમારા દીનને સંપૂર્ણ કરી દીધો છે અને બધીજ નેઅમતો આપી દીધી છે." વળી સાથે સાથે એ પણ ખાત્રી અપાની દીધી કે કુરઆનમા કયામત સુધી એક કાના માત્રાનો પણ ફેરફાર થવા નહિ પામે અને અલ્લાહ પોતે ઇસ્લામનો રક્ષક છે.

છતા લાંબે ગાળે લોકો ભુલાવામા પડી જાય અને સ્વાર્થી લોકો અભણ માણસોને ખોટે માર્ગે દોરવી જાય એ સ્વાભાવિક હોવાથી રસુલુલ્લાહે (સલ૦) મુસલમાનોને ચેતવણી આપી દીધી કે તેમણે ખરા અર્થમા જે લોકો આલિમ છે અને જેઓ માત્ર ચરી ખાનારા અને ઝગડા ફસાદ ઉત્પન્ન કરી પોતાના પેટની દોઝખ ભરનારા "ઉલમાએ સૂ" નથી તેમની પયરવી કરવી જોઈએ, અને એવા ઉલમાએ હકને છેક બની ઇસરાઈલના નબી જેટલું મહત્વ આપ્યુ છે. વળી એ પણ બતાવી આપ્યું છે કે દર સૈકાની શરૂઆતમા એક એવો આલિમ (મુજદદ) જન્મશે જે વ્યાપેલી ખરાબીઓને દુર કરશે. સારાંશ એ કે હવે કોઇ નબી આવનાર નથી અને મુસલમાનોની સુધારણા અર્થે જે કોઇ આલિમ કે મુજદદ પધારે આવશે તે હુઝુર (સ૦અ૦)ના અદના ઉમ્મતી તરીકેજ હશે.

## રહમતુલ લિલ આલમીન

હુઝુર (સલ૦)ને અપાયેલા ખિતાબમાં એ વાતની ચોખવટ કરવામા આવી છે કે હુઝુર [સ૦અ૦] સર્વ લોક માટે રહમત રૂપ છે અને તેમના ઉમ્મતીઓએ પણ રહમત રૂપ બનવું જોઇએ. આપની પયરવી કરવાનો દાવો કરવા સાથે કોઇ માણસ લોક માટે ઝહમત રૂપ બની જાય તો તે સાચા અર્થમાં મુસ્લિમ નથી "ઉમ્મત" શબ્દને પણ સમજી લેવાની જરૂર છે. કુરઆનની ભાષામા "ઉમ્મત" એ માનવટોળાને કહેવામા આવે છે જેની સુધારણા માટે કોઈ નબી કે રસુલને મોકલવામા આવ્યો હોય. એ નબીની જેઓ પયરવી કરે છે તેઓ તેમજ તેનો વિરોધ કરનારા ઉભય એના ઉમ્મતી ગણાય છે. નબીયે આખિરુઝ-ઝમાન [સલ૦] આખા જગત માટે કયામત સુધીના પયગમ્બર તરીકે મોકલવામા આવ્યા છે એટલે આપના ઝમાનાથી કયામત સુધી દુનિયામા વસનારા બધાજ માણસો હુઝુર [સલ૦]ના ઉમ્મતી છે, આપની પયરવી કરનારા પણ અને વિરોધીઓ પણ.

અલ્લાહ તઆલા સૌને નેક તવફીક આપે અને ઇસ્લામનો સાચો માર્ગ બતાવે, આમીન.

# આજની ભડકે બળતી દુનિયાને ઠારવાનો અચૂક ઉકેલ

## જગવિખ્યાત લેખક બર્નાડ શૉ શું કહે છે ?

**આ**જની બેહદ મોંઘવારી અને તેમાંયે નાણાં ખર્ચના કાગળો મળવાની મુશ્કિલી વચ્ચે **નામૂસે મિલ્લત** ઈદે–મીલાદના મવકા પર પયગમ્બરે ઇસ્લામ [સલ૦]ના જીવન અને શિક્ષણ ઉપર એક ગ્રન્થ બહાર પાડવાને તૈયાર થાય એ કેટલાકોને શોચનીય જણાશે; પરંતુ દુનિયાણા પાસે મોંઘવારી અને અછત એ બન્ને મુશ્કિલીઓને પૂગી વળવાની શક્તિ છે; સાથેજ તેની પાસે સેવાભાવી ઉત્સાહી નવજુવાન કાર્યકરો છે, એટલે આ સર્વ મુશ્કિલીઓ અને આડખીલીઓ વચ્ચે પણ પોતાના મનોરથોને ફળવાનો દુનિયાણુને હક છે. નામૂસે મિલ્લતનો આ મુબારક પ્રયાસ કદરવા જોગ છે.

દુનિયાણામાં હું સેમખ વેલકેર સોસા-ઈટીના કામ માટે આવેલો છું, તેમાં નામૂસે મિલ્લતના સંચાલક જનાબ ઉસ્માન ભાયલા "મુશીર" આદિબ પોતાના મઝકૂર ગ્રંથ માટે મને એક લેખ લખી આપવા આગ્રહ કરી રહ્યા છે. હું તેમની આ મુહબ્બત માટે મમનૂન છું અને હું ઘણોજ ખુશ થયો હોત અગર એમના આ પ્રેમાગ્રહના જવાબ રૂપે કંઈક મવકાસરનું અને ગ્રંથને શોભારૂપ થાય એવું લખી શકયો હોત તો! નથી લખી શકતો એ માટે અફસોસ કરી હું આ થોડી લીટીઓ દ્વારા માત્ર એટલુંજ કહીશ કે જે હઝરત રસુલુલ્લાહ સ. અ. વ. ને માટે **બર્નાડ શૉ** જેવી જગવિખ્યાત શખ્સિયત કહી ગયેલ છે અને અત્યારે જે માલ મનો-વ્યાપારમાં આગળ તરવરી આવે છે, અને તે એ છે કે આજની ભડકે બળતી દુનિયાને ઠારી તેમા સ્નેહ, સુખ અને શાંતિ ગુંજતમાં પથરાઈ શકે છે અગર ઇસ્લામના મહાન પયગમ્બરના શિક્ષણ પર મનન કરવામાં આવે તો. સામ્રાજ્યોની હોંસાતોંસી અને પ્રચંડ પાયેની વિનાશવાદની પરંપરા ત્યારજ અટકાવી શકાય છે અગર મઝહબે ઇસ્લામ અને તેના સંદેશ-વાહક સલ્અમના અમૂલ્ય બોધપાઠોને અમલમાં લેવામાં આવે તો. એ બોધપાઠોમાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના, કવમ કવમ વચ્ચેના, દેશ દેશ વચ્ચેના, સામ્રાજ્ય સામ્રાજ્ય વચ્ચેના, તમામ ઝગડાઓનો સરળ ઉકેલ રહેલો છે. હું તો માનું છું કે એક સમય એવો આવશે કે જ્યારે જગત આખરે પયગમ્બરે ઇસ્લામના શિક્ષણ પરજ ચાલશે.

એમ. એ. સોઝર. A. C. I. S.
બહાદુરપુર, જેતપુર તા. ૫-૩-૪૩.

# નવીજીવનમાંથી

## એક સફો

લેખક :
જનાબ ઇખ્લાસ સાહિબ
બી. એ [ ઓનર્સ ]

ઇખ્લાસ સાહિબ એક પ્રતિભાશાળી નવયુવાન લેખક છે. મઝહબી સાહિત્યનું એમણે ઘેરૂં અધ્યયન કરેલું હોઇને, મઝહબી વિષયોમાં તેઓ ખૂબ ખીલી ઉઠે છે. અહિં રજુ થતો લેખ એમની કલમનો એક અચ્છો નમૂનો છે.

સિદ્ધાંત ઉપર અમલ કરવા પરજ જીવનસાફલ્ય અને જીવનપ્રગતિનો આધાર છે. જેટલી જેના સિદ્ધાંતની સંગીનતા અને જેટલી જેના અમલની મક્કમતા તેટલીજ ઉન્નત તેની કામયાબી. આ હકીકત જેવી રીતે એક વ્યક્તિ વિષે અને તેની વ્યક્તિગત ઝિંદગી વિષે ખરી છે, તેવીજ રીતે એક જનસમુદાય વિષે અને તેની સમુહગત ઝિંદગી વિષે પણ ખરી છે.

મઝકુર નિયમને નિગાહમાં રાખો અને આલમના ઇતિહાસ પર દૃષ્ટિ દોડાવો: માનવપિતા હઝરત આદમથી લઇને હઝરત ઇસા પછીના ૬ સૈકાઓના ઝમાનામાં તમને ક્યાંય નહિ દેખાય કે એકજ સદીમાં એક મમરે દુનિયાના પોણા ભાગ ઉપર સર્વોપરી હકૂમત ભોગવી હોય, કે તુટેલી તલવારો અને ભાંગેલા ભાલા ધરાવતી, પેટે પથ્થર બાંધીને રહેતી પ્રજાએ રુસ્તમજાદ અને ધરાએલી પ્રજાઓ ઉપર ફતેહ મેળવી હોય, કે જેના શાસનની અચળતા માટે ખુદ મહકૂમ પ્રજા અંતઃકરણ પૂર્વક દુઆઓ માગતી હોય. પરંતુ આ બધી વાતો તમને એક પ્રજાના ઇતિહાસના શરૂઆતના સફાઓમાં સોનેરી શબ્દોમાં લખાએલી દેખાઇ આવશે. વીરતા અને મર્દાનગીનાં જે ચણતર મુસ્લિમ પ્રજાએ ચણ્યાં છે, તેના ખંડેરોનો મુકાબલો કોઇ પ્રજાના શૌર્ય-જવહરના મહેલાતો પણ કરી શક્યા નથી આજના વિજ્ઞાનિક યુગમાં પણ કોઇ પ્રજા ૧૨ વર્ષમાં ૩૬૦૦૦ શહેરો અને કિલ્લાઓ સર કરવાના મુસ્લિમ રેકોર્ડને ચેલેંજી શકી નથી. આ બધું શું સંગીન સિદ્ધાંત અને મક્કમ અમલ વગર થઇ ગયું? નહિ એ વીરતા અને મર્દાનગીની એ વીરહાક છે કે અમારા ઉસુલો બીજા કોઇના નિયમો અને સિદ્ધાંતો કરતાં ઉચ્ચતર છે. પરંતુ સવાલ એ છે કે ઇસ્લામી ઇતિહાસના પ્રથમ પાનાઓમાં ચમકતું તેજ પાછલા પાનાઓમાંથી કેમ અદ્રશ્ય થઇ ગયું છે? ગઇ કાલના ઇસ્લામ-બાગમાં પાકતા હતા તે

[illegible]ના હાથે પહેલાં શિકસ્ત અને પછી અમાન મેળવી ખયબરમાં આવી વસેલો બનુ નઝીર નામે યહુદી કબીલો ઇસ્લામની ફિતનો ઉઠાવી રહ્યો હતો. શાંતિચાહક નબીની દીર્ઘ દ્રષ્ટિએ જોયું કે અનેક કબીલાઓના એકત્રિત બળ સામે મુસલમાનોની કંઇ વિસાત નથી. કબીલાની યોજના વિચારવા એમણે સહાબાને એકત્ર કર્યા. પહેલાં ઇરાની સહાબી હઝરત સલમાન (રઝી.) છેગની યુદ્ધ કળામાં પારંગત હતા. અરબો માટે તદ્દન નવી એવી યુદ્ધ તરકીબ એમણે પેશ કરી. તે અનુસાર ખાઇઓ ખોદવામાં આવી. અર્શના યાત્રાળુ-ઓએ સામુલી મજૂરની પેઠે કામ કર્યું. મુનાફિકો સાથ ત્યાગી ગયા અને દુશ્મનનો ઉભરાતો માનવ-સાગર તીર વરસાવતો આવી પહોંચ્યો. પણ નવી શોધે કરામત કરી. અલ્લાહના પરસ્તારોની જીત થઇ.

ઇસ્લામે ખુદાનો સર્વોત્કૃષ્ટ સિદ્ધાંત એ હતો કે અલ્લાહનું નામ જગતના દરેક ખુણામાં પ્રસારી દેવું. આ અમલને અમલમાં મુકતાં નબિ-અહમદે કેવાં કેવાં કષ્ટો નથી વેઠ્યાં? ગમે તેવી ધાકધમકી કે લાલચ આપને આપના ઉસૂલપ્રચારથી કે ઉસૂલના અમલથી ડગાવી ન શકી. આપની સ્થાયી જીવનજ્યોત ફૂંકોથી બુઝાવી નાખ-વાની વ્યર્થ કોશિશોમાં મક્કાવાસીઓ મશગૂલ થઇ જતા. પરીવશ લલનાઓ સેવામાં લાવી મૂકવાની અને કારૂની દૌલત ચરણોમાં પેશ કરવાની લાલચ આપતા એમાંથી કંઇ પણ આપને આપના સિદ્ધાંતથી વિમુખ કરી શકી નહિ. સિદ્ધાંત ખાતર આપ વતનથી હિજરત કરી ગયા. આટલુ છતા આપે વિરોધીઓ વિરૂદ્ધ કદી બેઝારી દર્શાવી નથી. દુશ્મનોનુ બુરૂં ઇચ્છવા કરતા તેઓ (સલ) દુઆ કરતા કે હે અલ્લાહ મારી કવમ મને પિછાની શકી નથી, તું એને સદ્બુદ્ધિ આપ.

આવો જીવન-નમૂનો અને આવું શિક્ષણ જે પ્રજાની નજર સામે હોય તે વગર હથિયારે હિટલરોના હાથ હેઠા પાડે એમાં શી નવાઇ!

# રસૂલે કરીમ—
# પરધર્મીઓની નઝરે

: લખનાર :
જનાબ 'સીરતી' સાહિબ



'સીરતી' સાહિબ મુસ્લિમ-ગુજરાતના એક અચ્છા લેખક અને ભાષાન્તરકાર છે. એમનાં કેટલાંક અનુવાદિત પુસ્તકો પ્રગટ થઇ ચૂકયાં છે. અહિ રજુ થતો તેમનો લેખ રસપૂર્વક વંચાશે એમાં શક નથી.

## મહાન સુધારક

"હઝરત મુહમ્મદ (સલ.) નમ્ર સ્વભાવના, વિવેકી, દયાળુ, સત્યવાદી, ન્યાયી, ઉદારદિલ અને મહાન સુધારક હતા. ગરીબ અને તવંગર ઉભય આપની નઝરમા સમાન હતા. કંગાલોને આપે કદી હિકારતથી જોયા નથી હઝરત મુહમ્મદ પ્રત્યેક માણસ સાથે મુહબ્બત પૂર્વક પેશ આવતા, બીમારોની ખબરપુર્સી માટે જતા, ગરીબોની દાવત કુબૂલ રાખતા. બકરીનું દુધ દોહવું, પોતાના વસ્ત્રોને પોતે થીગડા મારવાં, આગ સળગાવવી, ઝાડુ કાઢવી વગેરે ઘરનું અદનામાં અદના કામ હાથે કરતા. જગતના ચૂકતે પ્રમાણિક સંશોધકો માન્ય રાખે છે કે, હઝરત મુહમ્મદની વ્હેણીકરણી માનવ સદ્ગુણોની સર્વોચ્ચ અને અદ્ભૂત સિદ્ધિ છે. હુ એ માનવાને મજબૂર છું કે હઝરત મુહમ્મદની તબ્લીગ અને હિદાયત ખાલિસ સચ્ચાઇ પર અવલંબિત હતી."

—કાઉન્ટ ટોલ્સ્ટોય

## તેજસ્વી તારો

"જ્યારે સમસ્ત પશ્ચિમ (યૂરપ) પર નિબિડ્તા પથરાઇ વળી હતી ત્યારે એક તેજસ્વી અને ચમકદાર તારો પૂર્વના આકાશ પર ચમકયો. તેણે ન કેવળ સમસ્ત સૃષ્ટિને ઝગમગાવી નાખી, બલ્કે દુઃખી અને પીડિત જનોને સુખ અને રાહત પહોચાડયા જેને જૂઠા ગણાવી શકાય એવા મઝહબોમા ઇસ્લામ નથી. અગર હિન્દુઓ માનપૂર્વક ઇસ્લામનો અભ્યાસ કરે તો તેઓ યકીનન મ્હારી પેઠે તેનું માન જાળવવા લાગશે"

—ગાંધીજી

## ઇસ્લામ અને તલ્વાર

"ઇસ્લામ તલવારના જોરે પ્રચાર પામ્યો છે એવો કદી મ્હને સ્વપ્ને પણ ખ્યાલ

આવ્યો નથી. ઇસ્લામની કામયાબી, હઝરત મુહમ્મદનું સાદું, પ્રમાણિક અને નિઃસ્વાર્થ જીવન, વચનપાલન, સાથીઓ અને અનુયાયીઓની અસાધારણ હિમાયત, અલ્લાહ ઉપર સંપૂર્ણ આસ્થા અને દૃઢતા અને વીરતા સાથે સંકલિત છે."

—ડૉ. એબડ બર્મિંગહામ

## અરબસ્તાનનો અમીન

"તે નામ શું હતું જે વડે મક્કાના તમામ સ્ત્રી-પુરુષો અને બાળકો આપ (સ.)ને ઓળખતા હતા? તે નામ **'અમીન'** હતું અર્થાત્, વિશ્વાસપાત્ર. આપની વચ્ચે વસનાર કરતા લોકો જે લકબથી આપને યાદ કરતા હોય એવો 'અમીન' જેવો બીજો કોઈ વધુ પ્રતિષ્ઠિત અને સાર્થક લકબ મ્હારી નજરે પડતો નથી."

—**એની બેઝન્ટ**

## ઇસ્લામનો સદ્બોધ

"ઇસ્લામનો તે ભાગ—જેમાં તેના સ્થાપકનો સ્વભાવ સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થાય છે—અત્યંત સંપૂર્ણ અને સદ્ગુણો પ્રભાવાંકિત છે. અન્યાય, અસત્ય, ગર્વ, વેર, ગીબત, લાલચ, ઉછાંછળાપણું, હરામકારી, વિશ્વાસઘાત, બદગુમાની, શરમ, સહનશીલતા, નીતિ, ધીરજ, સમાજનિ, કરકસર, મરવાણ, કિફાયતશારી, દૃઢતા અને સૌથી અધિક અલ્લાહ ઉપરની આસ્થા અને શ્રદ્ધા વગેરેથી નીતિમાન શત્રુઓને સાચી ઇમાનદારી અને સાચા મુસલમાનનું અસલી નિશાન ઠરાવવામાં આવ્યું છે."

—**મી. ચેમ્બર**

## મુહમ્મદનો મઝહબ

"હઝરત મુહમ્મદનો મઝહબ ઇસ્લામ શંકાઓ અને સંદેહોથી પાક છે. એ જ પયગમ્બરે પથ્થરોની, માનવોની, તારાઓની પૂજાને મજબૂત દલીલો વડે રદબાતિલ કરી નાખી છે."

—**ગીબન**

## માનવતાની ઉન્નતિનું રહસ્ય

"એ વસ્તુ મુહમ્મદની સચ્ચાઈની સાબિતી રૂપ છે કે જે લોકોએ સૌથી પહેલાં ઇસ્લામ કબૂલ કર્યો તેઓ સત્યવાદી લોકો હતા; બલ્કે આપના જાણભેદુ, યા આપના કુટુંબીજનો હતા. જેઓ આપના ખાનગી જીવનથી સંપૂર્ણ માહિતગાર હતા. નિસ્સંદેહ હું એ વાત સ્વીકારું છું કે આપ (સ.)ના ઇસ્લામ મઝહબમાં પરહેઝગારી અને ખુદાતરસી એવા સંપૂર્ણ દરજ્જે છે જે બીજા ધર્મોમાં હરગિઝ જોવામાં આવતી નથી. હું એ પણ માનું છું કે, માનવ સદ્ગુણોની ઉન્નતિનું રહસ્ય માત્ર ઇસ્લામજ છે."

—**સર વિલિયમ મ્યુર**

## સદ્‌ગુણોના ભંડાર

"હઝરત મુહમ્મદ (સ.)ના વિચારો અને જીવન પર દૃષ્ટિપાત કર્યા પછી કોઈ ન્યાયી અને પ્રમાણિક માણસ તેમની મહત્તા, નૈતિક હિંમત, સાદગી, શુભાશય અને ધ્યાનવૃત્તિનો ઇન્કાર કર્યા વિના રહી શકતો નથી. એ સદ્‌ગુણોની સાથે સાથે દૃઢતા, આત્મબળ, વાસ્તવ દર્શિતા અને વ્યવહારની બુદ્ધિની દક્ષતા પ્રત્યે પણ આંખ મીંચામણાં થઇ શકે એમ નથી."

—લેફ્ટનન્ટ કર્નલ સાઇક્સ

## જગતના મહાપુરુષ

"મને ઇસ્લામ પ્રત્યે પ્રેમ છે, અને હું ઇસ્લામી પયગમ્બરને જગતના મહાન પુરુષ તરીકે લેખું છું. આપ (સ.)ના સામાજિક જીવન અને રાજકીય તા'લીમનો હું પ્રશંસક છું. હઝરત ઉમર [રઝી.]ના કાળને હું ઇસ્લામના સર્વોત્તમ કાળ તરીકે લેખું છું.'

—લાલા લાજપતરાય

## અકીદતનાં ફૂલ

"જે જગતના મહાન ધર્મોમાં ભક્તિ-ભાવનું સંશોધન કરવાની શક્તિ અને યોગ્યતા ધરાવે છે તે ઇસ્લામની સ્મૃતિમાં [illegible] ભક્તિના એ પુષ્પ ચઢાવ્યા વિના રહી શકતો નથી. અને, મહાપુરુષ મુહમ્મદ [સ] સાહબનાં ચરણોમાં અકીદતના પુષ્પ ન્યોછાવર કરવાને મજબૂર છે."

—લાલા કેમરદાસ

## જગતનાં મહાન ઉપકારક

"હઝરત મુહમ્મદ (સ.)નું જીવન અને તેમની તા'લીમને નિહાળી કોઈ પણ માણસ સરળતાથી એ પરિણામ ઉપર પહોંચી શકે છે કે હઝરત મુહમ્મદે [સ.] જગત પર ભારે ઉપકારો કર્યાં છે અને જગતે આપની તા'લીમથી અનેક લાભો ઉઠાવ્યા છે."

—જુગલકિશોર ખન્ના
બી.એ એલ.એલ બી

## મહાન માર્ગદર્શક

"હઝરત મુહમ્મદ [સ] તે મહાન મઝહબી માર્ગદર્શકોમાંથી છે, જેમણે જગતના ઇતિહાસને પલટાવી નાખ્યો છે અને લોકોના આચાર-વિચારમાં એક એવી ક્રાંતિ ફૂંકી દીધી છે જેની અસર સદીઓ લગી કાયમ રહેશે"

—પંડિત રામદેવ

# ઇન્સાનુલ કામિલ



: લેખક :
જનાબ અબ્દુલકાદિર મૂસા લાખાણી
એમ. એ., એલએલ. બી.

જગતના છેલ્લા અને મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ [સલ.]ના જીવન ઉપર આપણે એક ઉડતી નજર નાખીશું તો જણાશે કે પયગમ્બર (સલ.)નું જીવન તદ્દન સાદું અને સરળ હતું, તેવી જ રીતે પયગમ્બર (સલ.) મારફત ઇસ્લામે જગતને જે સંદેશ આપ્યો તે પણ સાદો અને સરળ છે. પરંતુ એ સાદા અને સરળ ઇસ્લામી સંદેશ પાછળ, ઇસ્લામના એ દેખીતા સીધા સિદ્ધાન્તો પાછળ જગતના લગભગ તમામ સાદા અને અટપટા, ગુઢ અને કપરા પ્રશ્નોનો સાહજિક તોડ આપણને દેખાશે.

મુસ્લિમ-ગુજરાતના આંગળીને વેઢે ગણી શકાય એટલા મૌલિક લેખનારાઓમાં જનાબ અબ્દુલકાદિર મૂસા લાખાણી સાહિબનું એક વિશિષ્ટ સ્થાન છે. એમનો આ લેખ મનનપૂર્વક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

આજના વીસમી સદીના ધમાલીયા અને ગુંચવણભર્યા જગતના આધુનિક યુગને મુંઝવતા અનેક પ્રશ્નો ઉભા થયા છે. લગ્ન સંસ્થા, સામાજિક બંધારણ, આર્થિક પ્રશ્નો, ખોરાકના પ્રશ્નો, -સમાજવાદ કે અંધાધુંધીવાદ, સર મુખત્યારવાદ કે લોકશાસનવાદ, લીગ ઓફ નેશન્સ અને આંતરરાષ્ટ્રીય શાન્તિ, વિશ્વબંધુત્વ અને વિશ્વસહિષ્ણુતા: આ અને આવા અનેક ગુંચવણભર્યા પ્રશ્નો આજના જગતને મુંઝવી રહ્યા છે. જગતના મહાપુરૂષો, તત્વચિંતકો, મુત્સદીઓ અને તપસ્વીઓ આ પ્રશ્નોનો તોડ કાઢવા હરહંમેશ નવી નવી યોજનાઓ રજુ કરે છે; પરંતુ આ બધી યોજનાઓ એ પ્રશ્નો જેટલીજ ગુઢ અને અટપટી હોય છે.

છઠ્ઠા સૈકાના અંતમાં અને સાતમા સૈકાની શરૂઆતમાં લગભગ આવાજ પ્રશ્નો જગતને મુંઝવી રહ્યા હતા. એકલા અરબસ્તાનમાંજ નહિ પરંતુ જગતના દરેક દેશ અને ભાગમાં તે યુગના તત્વચિંતકો અને મહાપુરૂષો એ પ્રશ્નોના નિકાલ માટે જોશભેર ચર્ચાઓ કરતા હતા.

એ સમયે જગતના ઇતિહાસમાં પણ

# હિન્દમાં ઈસ્લામી સંસ્કૃતિનું પુનરૂત્થાન

લેખક : જનાબ " નૂર " સાહિબ

મુસલમાંકો મુસલમાં કર દિયા તૂફાને મગરિબને;
તલાતુમહાએ દરિયાહીસે હય ગવહરકી સયરાબી.

—ઇકબાલ

મુસ્લિમ-ગુજરાતના પ્રખર અને પ્રતિભાશાળી પત્રકાર જનાબ " નૂર " સાહિબને ગુજરાત-કાઠિયાવાડમાં કોણ નથી ઓળખતું ? " ઇન્કિલાબ " અને " મુસ્લિમ બુલેટિન " ના તંત્રી તરીકે તેઓ પોતાની ઈકબાલી અને ઇન્કિલાબી કલમનાં ચમત્કારિક જવહર બતાવી ચૂક્યા છે. અહિં રજુ થતા લેખમાં એમની રમતિયાળ શૈલી અને એમના તલસ્પર્શી ચિન્તનનાં દર્શન થાય છે.

**પશ્ચિમ**ની ભભકભરી સંસ્કૃતિની તરક્કીનુમા ગભડેલતામાં અને તેના ચિન્તકો અને વિચારકોએ ઉભાં કરેલાં વાદો અને વિચારોનાં ભ્રામક તુફાનોમાં, ઇકબાલે મુસલમાનો માટે આત્મભાન અને ખુદશનાસીના જે અવકાશો જોયા હતા, ઠીક એવાજ અવકાશો આજે હિન્દુસ્તાનમાં પણ, તેનાં રાષ્ટ્રવાદી તુફાનોથી ઉઘડી ચૂક્યા છે. કોન્ગ્રેસના દંભી રાષ્ટ્રવાદ અને હિન્દુ મહાસભાના ઉગ્ર હિન્દુવાદ સાથે ટકરાઇને હિન્દી મુસલમાન આજે ખુદબીન અને ખુદનિગર બની રહ્યો છે અને પોતાના અસલ સ્થાન અને મૌલિક માનને પામવાની ફિકરમાં મુબ્તિલા થયેલો જોવાય રહ્યો છે. પાછા ઇસ્લામીયત તરફ વળવાની-પોતાના દેહ ઉપરથી ઉખડી ગએલા ઇસ્લામી સંસ્કૃતિના રંગોને ફરીથી ઘેરાશ અને ઉજાશ આપવાની, અદીઠ અને અસ્પષ્ટ વૃત્તિઓ ચારેકોર આકારો લઇ રહી છે; અને ક્યાંક તે પોતાની રાષ્ટ્રીય ઝબાનના રક્ષણમાં તો ક્યાંક પોતાના નોખા તઅલીમી ઢાળ અને ઢાંચા ઘડવાની ફિકરમાં,-ક્યાંક પોતાનો મખસૂસ પહેરવેશ પરિધાન કરવાની વૃત્તિમાં તો ક્યાંક કારોબાર અને પત્રવ્યવહારમાં ઇસ્લામી સન અને તારીખ ઇસ્તેમાલ કરવાના વલણમાં,-ગરજ કે જીવનના વિવિધ ક્ષેત્રોમાં, વિવિધ રીતે, આવિષ્કાર પામી રહી છે. આ આવિષ્કાર હજુ હળવો છે અને ધીમો પણ છે. હજુ તે વેગીલો પણ થયો નથી અને વ્યવસ્થિત પણ થયો નથી. પણ વાની અચૂક દિશા તે જરૂર બતાવી રહ્યો છે. મુસલમાનોને મુસલમાન બનાવે એવું એક મહાબળ કામે લાગી ગયું છે અને તેની સામેના ગાંડા પ્રતિવેગો અને પ્રતિરોધોને જોતાં તેની સફળતા પાકી પણ છે.

આમ, મગરિબથી સંસ્કૃતિની જેમ તુફાને ચડેલા હિન્દી રાષ્ટ્રવાદે પણ, મુસલમાનોને મુસ-

સમાન બનાવવા માંડયા છે. અત્યાર સુધી સમુદ્રની અંધારી તેહમાં ગર્ક અને ગળાડૂબ પડેલો હિન્દી મુસલમાન મોજાંઓની હડફેટે ચઢી દરિયાની અસીમતાથી સપગાબ થઇ રહ્યો છે. તેના ખાલી સઢને પાકિસ્તાની મવહર પણ મળી ગયુ છે અને તે મળ્યાના ખયાલથી મખમૂર થયેલો તે ફરીથી પોતાના મૂળ સ્થાને જવાના અજબ ઉન્માદ અને ચેતન પણ બનાવી રહ્યો છે.

જુગમા બુરી પછડાટો ખાધા પછી પણ, જાણે કશુયે બન્યુ ન હોય એવી અદાથી ફરીને ચાલવા મંડેલા આ હિન્દી મુસલમાનને જોઇને એ પૂછવાનુ મન થાય છે કે, ઇસ્લામી સંસ્કૃતિમાં જીવવાનુ એવુ તે કયુ બળ છે, જીવવાની એવી તે કયી ચેતના છે કે તે મુસલમાનેને આ અદમ્ય જોશ અને આ અપરાજિત હિમ્મત આપી રહ્યાં છે. ઇસ્લામી સંસ્કૃતિમા આખિરે એવુ છે શુ કે, સૈકાંથી હિન્દી મુસલમાનો ચરેકોરથી ઘેરાયેલા અને ચગદાયેલા રહ્યા હોવા છતા અને પશ્ચિમની સંસ્કૃતિ અને હિન્દુ રાષ્ટ્રવાદના પ્રહારો ઉપર પ્રહારો તેમના ઉપર પડતા રહ્યા હોવા છતાં, તેઓ પોતાની નોખી ફરગીય્યતને હજુ સુધી જાળવી શકયા છે? ઇસ્લામી સંસ્કૃતિમા એવી તે કયી કશિશ છે કે, હિન્દી મુસલમાન મગરિબની મોહક સંસ્કૃતિથી ઠારી પ્રમાણમાં અંજાઇ ચૂકેલો હોવા છતાં, તેના દામનને મૂકતો નથી? કવમ સાથે તેની સંસ્કૃતિ પણ કમજોર થઇને વિલીન થતી હોવાનો સ્વાભાવિક ક્રમ છતાં, ઇસ્લામી સંસ્કૃતિ આખિરે કયી ચીઝની બનેલી છે કે, મરવાનું નામ પણ લેતી નથી અને ઉલ્ટું તેનેજ ફરીથી વધુ ગાઢા આલિંગનો આપવા માટે મુસલમાનોને ઉભારી અને ઉશ્કેરી રહી છે?

બેશક, આ એક ચમત્કાર છે. સંસ્કૃતિઓની તવારીખમા આ તેના પ્રકારની પહેલીજ મિસાલ છે. ઇસ્લામી સંસ્કૃતિની આ અજબતા અને અનન્યતાને સમજવા માટે, તેની ચન્દ વિશિષ્ટતાઓથી આગાહ થવુ પડશે

કોઇ પણ પ્રજાની સંસ્કૃતિ એ હકીકતમાં તે પ્રજાના સમુહગત માનસનુ આવિષ્કરણ હોય છે. પ્રજાના સમુહગત આચાર-વિચાર, તેની લાગણીઓ અને વૃત્તિઓ, તેના ઝવક અને શવક, તેનાં રસ અને વલણો સમગ્રપણે જે એક તસ્વીર પેશ કરે છે, તેને આપણે તે પ્રજાની સંસ્કૃતિ કહીએ છીએ દેખીતું છે એમ, એવી સંસ્કૃતિ જન્મ લેતાં, ઘાટઘૂટ પામતાં અને છેવટે મુકમ્મિલ થતાં વર્ષો લ્યે છે. તેના સર્જનની ક્રિયા ઘણીજ ધીમી હોય છે. ઝયગતર તે, જે વાતાવરણમાં તે જન્મી રહી હોય છે અને જે સ્થિતિ-સયોગો તેને જન્માવી રહ્યાં હોય છે તેનોજ પરિપાક હોય છે બહારની અસરોનો પણ તેના ઘડતરમાં મોટો અને મખસૂસ ફાળો હોય છે. શરૂઆતમાં તો કોઇ જાણતું પણ હોતુ નથી કે એક નવી સંસ્કૃતિ જન્મ લઇ રહી છે. જ્યારે તે સંસ્કૃતિ તેના યૌવન-કાળમાં આવે છે ત્યારેજ તેના અસ્તિત્વનું ભાન થાય છે. સંસ્કૃતિનો વિલય

પણ એટલોજ અદીઠ અને ધીમો હોય છે. પોતાનાં સારાં તત્વો બીજી જન્મ પામી રહેલી સંસ્કૃતિઓને આપી તે રહેતા રહેતા બિલકુલ અદ્રશ્ય થઇ જાય છે.

ઇસ્લામી સંસ્કૃતિ માટે આમાંનું કશું કહી શકાય એમ નથી. તેની મોટી વિશિષ્ટતા એ છે કે તેના ઘડતર, વિધાન અને રચનાની ક્રિયા સંસ્કૃતિઓ માટેની આ સ્વાભાવિક ક્રિયાથી તદ્દન ઉલટી છે. તે કોઇ પ્રજાના માનસનું આવિષ્કરણ નથી, પણ ખુદ ખુદાનુંજ આવિષ્કરણ છે. બીજા શબ્દોમાં, તે એક એવા પ્રકારનો જીવન-નિઝામ છે, જે કોઇ પ્રજાના વિચાર વર્તનથી નહિ, પણ વિચાર અને વર્તન માટે યોજાયો હોય. ઇસ્લામી સંસ્કૃતિના જન્મ પહેલા અરબ પ્રજાના જીવનમાં છાયેલા અઘોર અંધકારને, તે પછી તુર્તજ ઉગી નીકળનારા ઇસ્લામી સંસ્કૃતિના દશે દિશાઓ અજવાળનારા ભવ્ય પ્રકાશના આગમનનાં ચિન્હો બતાવનારો કહી શકાય નહિ કુમ્બાઓમાં અને કબીલાઓમાં વેરાયેલો ઇન્સાન બીજીજ પળે માનવતાની એક ભવ્ય મિનારીના સુર રેડતો બની જાય; પુત્રી-પ્રસવને ભયંકર અપમાન માની અવરત ઝાતને પામર ગણનારો માનવ બીજીજ ક્ષણે તેના કદમ નીચે જન્નત જેનારો થઇ જાય; શરાબ, વ્યભિચાર, વ્યાજ, જુગાર ખૂન-ખરાબી અને ચોરી-ડાકાઝનીમાં કશું પાપ કે પતન ન જેનાર વળતીજ ઘડીએ પાણી પણ અમુક ઢબે પીવા જેટલા આદાબનો પાબન્દ બની જાય તો, તમે કહેશો કે સુંદર કોઇ અકસ્માત થયો છે: કશું અણધાર્યું સુંદર બની ગયું છે: એ કોઇ ક્રિયાના સ્વાભાવિક વિકાસનું પરિણામ ન હોઇ શકે. ઇસ્લામી સંસ્કૃતિનો ઉદય એ અરબ પ્રજાના જીવનમાં બેશક એક અણધાર્યો પલ્ટો હતો. અરબ પ્રજાના સમૂહગત માનસનો પડઘો તમે તેને કહી શકો નહિ.

બીજી સંસ્કૃતિઓની જેમ, ઇસ્લામી સંસ્કૃતિને ઘડતર અને વિધાનના લાંબા કાળમાંથી પસાર પણ થવુ પડ્યું નથી. જેવી હાલતમાં તે હોવી જોઇએ, એવીજ હાલતમાં તે એકાએક અને પળવારમાં જન્મી હતી. બહારની કશી અસર લીધા વગર પોતાની તમામતર લાક્ષણિકતાઓ અને ખુસૂસીય્યતો સાથે, જાણે ઘટાટોપ અંધકારમાં એકાએક કોઈ અજવાળું કરી ગયું હોય એવી રીતે તેનુ આગમન થયું હતું.

ઇસ્લામી સંસ્કૃતિની આ નિરાળી વિશિષ્ટતાજ તેનામાં રહેલા અખૂટ જીવન-બળની દલીલ છે. કારણ કે કોઇ પ્રજાના માનસનુ તે પરિણામ નથી અને કોઈ પ્રજાના આચાર-વિચારમાંથી તેનો ઉદ્‌ગમ થયો નથી, એટલે કોઇ પ્રજાની પસ્તી કે બુલન્દી સાથે તેનું કિસ્મત જરા પણ વાબિસ્તા નથી. જીવવા માટે તેની પાસે તેનાજ વિચારો અને આદર્શોનું બળ છે: જીવી જવા માટે તેની પાસે તેનીજ વિશિષ્ટતાઓ અને લાક્ષણિકતાઓનું લોખંડ છે. જ્યારે દુનિયા એનાથી બહેતર વિચારો અને આદર્શો પયદા કરશે અને જ્યારે તેને બ્હેરી શકે તેવું લોખંડ કોઇ

બીજી સંસ્કૃતિ જન્માવશે, ત્યારેજ ઇસ્લામી સંસ્કૃતિ એના કુદરતી મોતે મરી શકશે, પણ સાડાતેરસો વર્ષના લાંબા અરસામાં આજ સુધી એમાંનું કશું ક્યારેય મુમકિન બન્યું નથી, અને એક મુસ્લિમનું તો એ ઇમાન છે કે એવું કાળાન્તરે બનશે પણ નહિ. ઇસ્લામી સંસ્કૃતિ અજર અને અમર રહેવા માટેજ સર્જાયેલી છે.

મગરિબી સંસ્કૃતિ, કહેવાય છે કે આજે તરક્કીની ટોચમાં ઉંચી બુલન્દીઓ ઉપર જલ્વાઅફરોઝ છે અને છતાંયે જુઓ કે દુનિયામાં ખૂન અને ખરાબી દુઃખ અને સંતાપ, અસંતોષ અને અસત્ય કેટલા ગઝબનાક પ્રમાણમાં ફાલી અને ફુલી ઉઠ્યા છે! મગરિબી સંસ્કૃતિ માનવતાની સંસ્કૃતિ નથી અને સની વાદની પણ નથી તે તો એવા ઝમાનાઓની સંસ્કૃતિ છે જેઓ સેન્દ્રનો ઉદર મતન ભરાય છે એ સંસ્કૃતિના રોમેરોમમાંથી ઝગીરી વાસનાઓ, ભૌતિક ભૂખો અને દુન્યવી વાસનાઓનીજ સડસૂ આવી રહી છે, તેની આખીયે ઇમારત વિનાશ અને વાસના ઉપર ચણાયેલી છે જગતના પ્રશ્નોને અને માનવતાની સમસ્યાઓને તેણે કાંઇક એવી તો ગુંચવી નાખ્યા છે કે આ મહાન સંસ્કૃતિનો પોતા મશહૂર વ્યાખ્યાતાઓનો મુફક્કિર જ્યોર્જ બર્નાર્ડ શો એ કહેવા માટે મજબૂર થઇ જાય છે કે ઇસ્લામના બાની [સ] અગર આજની દુનિયાના ફરી ડિક્ટેટર બની જાય તો જગતની આજની ગુંચો અને માનવતાની આજની સમસ્યાઓ પળવારમાં ઉકેલાઇ જાય. બર્નાર્ડ શો, યુરોપની આવતી કાલને ઇસ્લામી સંસ્કૃતિના રંગોથી રંગાયેલી જોઇ રહ્યો છે. અને વાકઇ આડે ફંટાઇને ખુદકશી વહોરી રહેલા પશ્ચિમને ઇસ્લામી સંસ્કૃતિના શાહ-માર્ગ ઉપર આવ્યા વગર છુટકોજ નથી.

ઇસ્લામી સંસ્કૃતિમાં રહેલા અમાપ બળની એજ તો દલીલ છે કે, જગતની આજની તમામ સમસ્યાઓના વ્યવહારૂ ઉકેલ ફિર્ક તેની એકની પાસેજ મૌજૂદ છે. ઇસ્લામી આદર્શથી વધીને કોઇ આદર્શ માનવતાએ હજુ પયદા કર્યો નથી કોઇ એવો બહેતર વિચાર પણ હજુ સુધી જન્મ્યો નથી, જે તેનાજ પ્રકારના ઇસ્લામી વિચારથી વધીને અને ચડતો હોય. વાદો અને વિચારોમાં, આચારો અને આદર્શોમાં જગત આગળ ગયું નથી એમ પણ નથી: પણ એ આગેકદમ શાહ-માર્ગ ઉપરની આગેકદમ નથી: આડા માર્ગો ઉપરનું તે દિશાનું ભ્રમણ માત્ર છે, જે હવે ખુદ વધીને હયરાન છે કે આગળ વધવું ક્યાં? ઇસ્લામી આદર્શો અને વિચારો, જાણે કોઇ પ્રજાએ તેના જીવનની પ્રયોગશાળામાં, વર્ષોના વર્ષો સુધી પોતાના જીવન ઉપર અખતરાઓ કર્યા પછી તારણો તારવીને મિઝાન-પૂર્વક કાઇમ કર્યા હોય એવો ચોકખો ખ્યાલ આપી રહ્યા છે તેનાથી જો કોઇ જરાક આડું ફંટાય તો પરિણામ તબાહીજ અને એટલી તો તેની મચોટના છે.

આ કોઇ ધર્મઝનૂની મુસ્લિમનો દિવાનો બકવાસ નથી. ઇસ્લામી સંસ્કૃતિ માટે જે

કંઇ કહેવાઇ રહ્યું છે, તેની સત્યતા અને અચોટતાને કસોટીએ ચઢાવવા માટે મગરિબી સંસ્કૃતિ થોકબંધ સ્પર્શ-પત્થરો પૂરા પાડી રહી છે માનવતાને પ્રજાઓ અને રાષ્ટ્રોમાં તકસીમ કરી રહેલી તેની એ દિવાનગીને જુઓ, જેણે મવત અને ખૂન ધરતી પર સરતાં કરી મૂક્યાં છે, લોકશાસનવાદ અને સરમુખત્યાર-શાહીના બે અંતિમ છેડાઓ ઉપર નર્તી રહેલી તેની એ શાસન-પ્રણાલિને જુઓ, જેણે દુનિયાને ભયંકર કશ્મકશમાં ઉતારી મૂકી છે યા પછી મુડીવાદ અને સમાજવાદ વચ્ચે તરફડિયાં લઈ રહેલી તેની અર્થિક સમસ્યાઓને અવલોકો, જેણે ઇન્સાનને ઇન્સાનનો દુશ્મન અને દુનિયાનો ગુનામ કરી મૂક્યો છે અથવ તો ઔરતને હરેક ક્ષેત્રમાં મર્દની હમપલ્લા કરી રહેલા તેના એ ગાંડપણને જુઓ, જે જગત ઉપર અનીતિ અને વ્યભિચારને આમ અને વ્યાપક કરી રહ્યું છે—અને તમને લાગશે કે, પશ્ચિમની સંસ્કૃતિ એની ઉંચાઈઓ ઉપરથી જગતને જે કાંઇ આપી રહી છે તે બધા રોગજ રોગ છે ઇન્સાન, ઇન્સાન તરીકે એથી લાજી રહ્યો છે મનુષ્યનુ મનુષ્યત્વ આટલી હદે પામર ક્યારેય થયુ ન્હોતુ, ના રોમનોની નિર્લજ્જ સંસ્કૃતિના દવરમાં પણ નહિ આ અધઃપાતનુ નિવારણ આજે સિર્ફ ઇસ્લામી સંસ્કૃતિ પાસેજ છે. ઇસ્લામી સંસ્કૃતિના પાણી પીને ઉછરેલી પશ્ચિમની સંસ્કૃતિ આજે કુદરતને અને સ્થપિત મર્યાદાઓને ઓળંગીને હવે ખુદકુશીના માર્ગે ધોધમાર ધસી રહી છે. તે જીવી નહિ શકે: તેને જવુંજ પડશે. તે જશેજ જશે અને ઇસ્લામી સંસ્કૃતિને ફરી એકવાર જગતના અને માનવતાના મુક્તિદાતા બનવુંજ પડશે.

ઇસ્લામી સંસ્કૃતિ તરફ ફરી રહેલા હિન્દી મુસલમાને એટલે એ ખૂબ સમજી લેવાનું છે કે, જે સંસ્કૃતિના પુનરુત્થાન માટે તે ચળવળી રહ્યો છે, તે નઝદીકના ભવિષ્યમાંજ જગત્-સંસ્કૃતિ બનવાની છે અને એ સંસ્કૃતિના મુખ્ય વાહક તરીકે કહાય તેણે જગતની ઇમામતની જવાબદારીઓ પણ અદા કરવાની છે ઇસ્લામી સંસ્કૃતિનુ ખરૂ અસ્તિત્વ ત્યારે તેને સમજવાની મુસ્લિમોની શક્તિ ઉપર અવલંબેલુ છે ત્યારે હિંદી મુસલમાને સૌથી પહેલાં, તેને તેના ખરા રૂપો અને રંગોમાં સમજી લેવાની જરૂરત છે

ઇસ્લામી સંસ્કૃતિમાં આટલું જીવન-બળ અને ચેતન હોવા છતાં અને આટલી તાઝગી અને નવિનતા હોવા છતાં, આટલાં વર્ષોથી તે નિષ્ક્રિય રહી છે તે માટે મુસ્લિમોની ઇસ્લામને સમજવાની યા તો કમઝોરી યા તો ઝિદી થઇ ગયેલી સમજ-શક્તિજ જવાબદાર છે જ્યારે મુસ્લિમોએ તેને સમજવાની પોતાની શક્તિને મોકળી ન મૂકી, જ્યારે પૂર્વજોએ તેને જેવી રીતે સમજ્યો હતો રૂઢિ-ન-રૂઢ તેવીજ રીતે સમજવાનો તેમણે આગ્રહ રાખ્યો અને અને જ્યારે ઇજતિહાદના દરવાઝા સદંતર બંધ કરી દેવાયા, ત્યારે ઇસ્લામી સંસ્કૃતિનો પ્રવાહ સ્થગિત થઇ ગયો, તેની જીવન-શક્તિ સડી ગઇ અને બહુ બહુ તો તે એક પવિત્ર

સંસ્થા બનીને રહી ગઈ. તેના અનુયાયીઓ સમજ્યા નહિ કે ઇસ્લામી સંસ્કૃતિ ગમે તેટલી અનોખી અને વિશિષ્ટ હોવા છતાં, જ્યારે તે માનવતા માટે છે, ત્યારે સ્થળ-કાળનાં બંધનોથી અને તેની મર્યાદાઓથી તે છેકજ પર ન હોઈ શકે. એક નદીના પ્રવાહને જે. પ્રવાહ તરીકે જારી અને સારી રહેવું હોય તો તેણે ઝમીનના ઉતાર-ચઢાવ પ્રમાણે વાંક-ઘોંક લેવાજ પડશે. બીજા શબ્દોમાં જે ઝમીન ઉપર તે વહી રહ્યો છે, તેના મિઝાજ અને તેના સ્વભાવને તેણે અનુરૂપ થવુંજ પડશે. એથી પ્રવાહના પ્રવાહપણાને કશી નાનમ આવતી નથી. જે ચીઝ તેણે વહી લઈ જવાની છે, તે તો તેની તેજ રહે છે. તેમાં કશો ફર્ક પડતો નથી. ઉલ્ટું પ્રવાહમાં રહેલી જીવન-શક્તિની એ તો દલીલ છે. ઝમીનના આ મિઝાજને જે પ્રવાહ સાચવી શકે નહિ, તેના નસીબમાં તો ખૂબોચિયું બનવાનુંજ સર્જાયેલું છે. ઇસ્લામી સંસ્કૃતિ સંબંધી પણ કશુંક આવુંજ છે. જ્યારે તે દરેક સ્થળ અને દરેક કાળ માટે છે, ત્યારે સ્થળ-કાળના ચઢાવ ઉતારને અનુરૂપ તેણે પણ થવુંજ જોઇએ. એમાંજ તેનો વિકાસ રહેલો છે. જ્યારે મુસ્લિમોએ આ હકીકતને અવગણી, પોતાની રીતે તેને સમજવાનો આગ્રહ ન રાખ્યો, ત્યારે એક ઝિન્દહ બળ તરીકેનું ઇસ્લામી સંસ્કૃતિનું અસ્તિત્વ કુંઠવાઈ ગયું. હજુ તો તેણે તેની તરક્કીના મુખ્ય પગથિયાં વટાવ્યાંયે ન્હોતાં કે, જગત-મિમ્બર ઉપરથી તેને ઉતરી જવું પડ્યું.

હવે મુસ્લિમો જ્યારે ઇસ્લામી સંસ્કૃતિને ખરા રૂપમાં અને પોતાની રીતે સમજવાની વૃત્તિ બતાવશે, ત્યારે તે ફરી એકવાર ઝિન્દહ બળ તરીકે મયદાનમાં આવશે. દુનિયાને તેના બળ આગળ ત્યારે ઝૂકવુંજ પડશે; અને દુનિયાની આબાદી અને માનવતાની બહેબૂદી માટેનું તેનું અધવચ્ચેથી અટકી પડેલું કામ તે ફરીથી હાથમાં લઇ દુનિયામાં ઇન્સાનને બદલે ખુદાની હુકૂમત સ્થાપીનેજ રહેશે. ઇકબાલની હકીમાના નજર આવું થવાના ઇમકાનો જોઈ પણ ચૂકી છે અને જુઓ તે કેટલી બેબાકાના રીતે તેનો ઇઝહાર કરી રહી છે !

આઇમે નય હય અભી પર્દએ તકદીરમેં,
મેરી નિગાહોંમેં હય ઉસકી સહર બેહિજાબ;
પર્દા ઉઠા દું અગર ચેહરએ અફકારસે,
લા ન સકેગા ફિરંગ મેરી નવાઓંકી તાબ.

× × ×

ફેહે મુસલમાં મેં હય આજ વુહી ઇઝતિરાબ,
રાઝે ખુદાઈ હય યે કેહ નહીં સકતી ઝબાં:
દેખિયે ઇસ બહ્‌રકી તહસે ઉછલતા હય કયા!
ગુમ્બદે નીલૂફરી રંગ બદલતા હય કયા!



# ઈસ્લામમાં સ્ત્રીનું સ્થાન

: લેખિકા :
મિસિસ કુલસુમ પારેખ
એમ. એ.

બહેન કુલસુમ પારેખ કાઠિયાવાડનાં પહેલાં મુસ્લિમ ગ્રેજ્યુએટ બહેન છે. એક શિષ્ટ અને સિદ્ધહસ્ત લેખિકા તરીકે પણ ગુજરાતી મુસલમાનોમાં તેઓ એકલાજ છે. ઇતિહાસ એમનો ખાસ વિષય છે મનન અને સંશોધનપૂર્વક લખાએલા એમના ઘણા ઐતિહાસિક લેખો જુદા જુદા સામયિકોમાં પ્રગટ થતા રહે છે.

**ઈસ્લામના** મહાન પયગમ્બરે સ્ત્રીઓની દયાજનક સ્થિતિ સુધારવા માટે કરેલા પ્રયાસોનો, બહુવાર વિપરિત અને ઉંધો અર્થ કરી, તેમની અવગણના કરવામાં આવે છે પાશ્ચાત્ય પક્ષપાત, જે પશ્ચિમને જ સર્વ પ્રકારની પ્રવૃત્તિ અને સંસ્કારનું મથક માને છે, તે એક સત્ય બિનાનો સ્વીકાર નથી કરી શકતો કે જ્યારે તેરસો વર્ષ પહેલાં પશ્ચિમની સ્ત્રીઓ પુરૂષોના અમાનુષિ વર્તનને વશ થઈ અંધકારની ઉંડી ખીણમાં સબડતી ત્યારે એક, અજ્ઞ અરબસ્તાનની ધર્માંધ, નિરક્ષર અને રૂઢિચુસ્ત પ્રજાને જાતિ સમાનતાનો ઉપદેશ આપતા. જે યુરોપવાસીઓએ ધર્મ અને પ્રભુ પ્રેમના નામે હાઈપેશીયા જેવી નારીની ક્રૂર હત્યા કરી અને ગ્રીક વિદ્યાના પ્રવાહને જડમૂળથી ઉખેડી નાખવાના પ્રયાસ કર્યો તેજ યુરોપવાસીઓના વંશજ પૂર્વના મહાન સુધારકને એક વિષયાધિન પુરૂષ ઠેરવી, અનેક પત્નીવૃત્ત અને પર્દાની પ્રથાના પ્રચારક તરીકે દોષ દે છે. તેઓ ભૂલી જાય છે કે એક ઝનુની અને ધર્મચુસ્ત સમાજમાં નવા વિચારોનો પ્રચાર કરવો એ એક ભગીરથ અને મહા કઠણ કાર્ય છે. હઝરત એક સુધારક હોવા ઉપરાંત માનસશાસ્ત્રના અભ્યાસી પણ હતા અને એથીજ પોતાના સમકાલીનોને શાંત્વન આપી તેમની પ્રીતિ સંપાદન કરવાના હેતુથી નવી સુધારણાઓ એક ઝટકે બહાર પાડતા નહિ. તે ઉપરાંત ઘણી હાનિકારક પ્રથાઓના આરંભ માટે તેમના ઉપર આક્ષેપ મૂકવામાં આવે છે કે, જેનો પ્રથમ પ્રચાર તેમણે કર્યો ન હતો. ઇસ્લામ પહેલાંના યુગમાં પણ તે પ્રથાઓ પ્રચલિત હતી અને તેમને નષ્ટ કરતાં થનારો વિરોધ પોતાના પંથ માટે હાનિકારક સમજી હઝરતે તે પ્રથાઓને મર્યાદિત બનાવી મૂકી હતી. ગુલામો રાખવાની તથા અનેક સ્ત્રીઓ પરણવાની પ્રથા અરબસ્તાનના સમાજમાં જડ ઘાલી બેઠી હતી અને તે સમયે તેમનો અંત આણવો અશક્ય હતો. જ્યાં જ્યાં આવી હાનિકારક ગણાતી રૂઢિઓના પ્રચારની છૂટ આપવામાં આવી, ત્યાં ત્યાં અનેક શરતો પણ સાથે ઉમેરી દેવામાં આવી છે અને જો આ શરતો પર વધારે લક્ષ આપવામાં આવે તો હઝરતના ખરા હેતુ જાણી શકાય એમ છે. ગુલામો સાથે માયા અને દયાથી વર્તવાની

અભામણ કરવામા આવી છે અને તેમને મુક્તિ આપવાનુ કાર્ય એક મહાન સદ્‌ગુણ અને પુણ્યકાર્ય તરીકે ગણવામાં આવ્યુ છે તેવીજ રીતે એકથી વધારે પત્નિઓવાળા પુરૂષોને બધી સ્ત્રીઓ સાથે સમાનતા અને ન્યાયથી વર્તવાની આજ્ઞા આપી, આપેલી છૂટ બીજે હાથે અર્થહિન બનાવી પાછી લઈ લેવાઇ. આવી છે કેમકે બધી પત્નિઓ સાથે સમાન વર્તન એક સંધારણ માનવી માટે માત્ર અઘરૂ નહિ પણ અસંભવિત કાર્ય છે

ઇસ્લામના આગમન પહેલાના અજ્ઞાનતાનમા સ્ત્રીને પશુ તરીકે ગણવામાં આવતી પ્રાચીન અરબી કહેવતો જેવી કે 'સ્ત્રી શયતાન સાથુ છે અને 'ગધા, ઘોડા કે સ્ત્રીનો કદી વિશ્વાસ ન કરવો' તે સમયની સ્ત્રીઓની પીડિત દશાના દ્રષ્ટાંત રૂપ છે પ્રાચીન કાળનો ઇતિહાસ અને કુરઆન બને સાક્ષી પુરે છે કે સ્ત્રી સંતાનની હત્યા કરવાની રૂઢિ અરબસ્તાનમાં પ્રસરી રહી હતી. અને બાળકીના જન્મ માત્રથીજ તેના માત પિતાને અત્યંત શોક થતો આ નિર્દય અને અસ્વાભાવિક પ્રથાના અસ્તિત્વના કારણો ઘણા હતાં કોઇ વખતે નિર્ધનતાના લીધે કેટલાક દુઃભાગી લોકોને પોતાની કન્યાઓની હત્યા આવશ્યક થઇ પડતી કુલીનજનોને ભય રહેતા કે કદાચ તેમની પુત્રી કોઇ અપરિચિત અને સાહિત પુરૂષ સાથે પરણી તેમની પ્રતિષ્ઠાને લાંછન લગાડે આ ઉપરાંત તે યુગમાં લડાઇ દરમીઆન સ્ત્રીઓને બળજબરીથી ઉઠાવી લઈ જવામાં આવતી અને તેથી તેમના મનમા બીક રહેતી કે કદાચ સુવાવસ્થામાં તેમની કન્યા કોઇ શત્રુદળના માણસની પત્નિ બને ઇસ્લામના પયગમ્બરે બાળહત્યાની મનાઇ સ્પષ્ટ અને સંદેહરહિત ભાષામાં બહાર પાડી અને સાથે સાથે જે કારણોના લીધે આ ક્રુર પ્રથાનો પ્રચાર થયો હતો તેમને પણ દૂર કર્યા હઝરતે દરિદ્રતાને કલંકરહિત બનાવી અને ભિક્ષુકોને દાન આપવાના કાર્યને પ્રસંશાપાત્ર અને ફરજીઆત બનાવ્યુ હઝરતના સમયથી પરાજિત શત્રુ સૈન્યના કેદીઓને ગુલામ બનાવવામાં આવતા નહિ એટલે બળજબરીથી કરવામાં આવતા લગ્નનો અંત આવ્યો

હઝરતે સ્ત્રી તરફના પૂજ્યભાવ અને સન્માનને ઇસ્લામનો અગત્યનો અને મુખ્ય વિષય બનાવ્યો તેમણે સ્ત્રીને પુત્રી પત્નિ માતા અને સમાજના સભ્ય તરીકે એક નિરાળુ સ્થાન આપ્યુ પુત્રીને તેના પિતાની સંપત્તિમા ભાગ મળે એવો હક ઇતિહાસમા પહેલીજ વખતે એક ધાર્મિક પુસ્તક દ્વારા સ્પષ્ટ રીતે આપવામાં આવ્યો કુરઆન જણાવે છે કે, "ઇશ્વરની આજ્ઞા છે કે પુત્રને બે પુત્રીઓ જેટલું મળે અને જો બે કરતાં વધારે પુત્રીઓ હોય તો પિતાની સંપત્તિમાંથી ત્રણ ભાગ તેમને મળે, પરંતુ જો એકજ પુત્રી હોય તો અર્ધો ભાગ તેને મળે'. હઝરતે એવુ પણ જણાવ્યુ છે કે પતિની પસંદગી કરવામાં પણ પુત્રીને પુછવામા આવે અને જો કોઈ અપરિચિત બાળ લજ્જાના કારણે મૌન સેવે તો તેનાં મૌનને

અનુમોદન તરીકે ગણવું. તેમણે પોતાની પુત્રી બીબી ફાતિમા (જેમની વય આ સમયે ૧૫ થી ૨૧ વર્ષની હતી) ના વેવિશાળ વખતે આ આજ્ઞાને અમલમાં રાખી દેખાડી. એવાં પણ દ્રષ્ટાંત મળી શકે છે જેમાં કન્યાની અનુમતિ ન મળવાથી હઝરતે લગ્નના કરારપત્રને રદ કર્યું હતું. ઐતિહાસિક પુરાવાઓ સાબિત કરી આપે છે કે તેમણે વિધવાઓના લગ્ન માટે પણ તેમની સંમતિ આવશ્યક ઠરાવી હતી. ખન્સા બીન્તે ખુદામ નામે એક વિધવાએ હઝરત પાસે ન્યાય માટે યાચના કરી, કારણ તેના સંબંધીઓ તેને કોઇ પુરુષ સાથે બળજબરીથી પરણાવવા ઇચ્છતા હતા અને એવું ચોક્કસ રીતે જણાવવામાં આવ્યું છે કે હઝરતે ઠરાવેલા લગ્નને રદ જાહેર કર્યું.

પત્નિ તરીકે પણ સ્ત્રીની સ્થિતિમાં ઇસ્લામે અગત્યના સુધારા કર્યા. સ્ત્રી અને પુરુષના સંબંધમાં એક ક્રાંતિકારી પરિવર્તન થયું. ઇસ્લામના આગમન પછી સ્ત્રીને એક રમકડા કે પશુની ઉપમા કદી પણ ન આપી શકાય. તે પુરુષના તરંગો અને તર્કવિતર્કોને આધીન એક નિર્બળ પ્રાણી મટી ગઇ. હઝરતે પોતાના અનુયાયીઓને સ્પષ્ટ રીતે જણાવ્યું, "ઓ પુરુષો, તમારી સ્ત્રીઓ ઉપર તમને હક્ક છે તેવીજ રીતે તમારી સ્ત્રીઓને તમારા ઉપર હક્ક છે". ઇસ્લામે લગ્નને કોઇ અમોઘ ધર્મવિધિ જણાવી તેના ઇશ્વરી મર્મ પ્રત્યે વધારે સૂચન કર્યું, નથી પણ તેને એક સ્ત્રી અને એક પુરુષ વચ્ચે થએલા કાયદેસર ઠરાવ તરીકે મહત્વ આપ્યું છે. આ યુગની મુસ્લિમ સ્ત્રીઓની પછાત અને દયાજનક સ્થિતિ માટે તેમના ધર્મને કોઇ પણ રીતે જવાબદાર ગણી શકાય નહિ. તેમની આજની કરૂણ દશા આર્થિક સંજોગો અને સ્થાનિક રીતરિવાજોને આભારી છે અને કુરઆનના ફરમાનોના ઉલ્લંઘનના દ્રષ્ટાંતરૂપ છે.

વિવાહીત જીવનમાં મુસ્લિમ સ્ત્રી પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેસતી નથી. લગ્ન પ્રસંગે પણ મુસ્લિમોમા કોઇ ધર્મગુરૂ કે ધર્મવિધિ કે કોઈ ખાસ પ્રકારની ક્રિયાની જરૂર પડતી નથી. યુરોપની સ્ત્રીઓની સ્થિતિની સરખામણી જો મુસ્લિમ સ્ત્રીની કાયદેસર સ્થિતિ સાથે કરવામાં આવે તો આશ્ચર્ય ઉપજ્યા વગર રહે નહિ. થોડા સમય પહેલાં ઇન્ગલાંડમાં પરિણીત સ્ત્રીઓ સ્વતંત્ર રીતે તેમના પતિની મરજી વિરૂદ્ધ કાંઇ કરી શકતી નહિ. પોતાની મિલ્કતની વ્યવસ્થા સ્વાધીનપણે કરવામાં પણ તેમને બહુજ મર્યાદિત હક્કો આપવામાં આવ્યા હતા. પુરાતનકાળના ખ્રીસ્ની ફાધરોના સ્ત્રીજાતિ સંબંધી ઉચ્ચારેલ શબ્દો વિષે ઓછો ઉલ્લેખ કરવામાં આવે તેજ ઉચિત છે. એક પછી એક એવા અનેક ફાધરોએ સ્ત્રીઓની ભયંકર ધૃષ્ટતા, અક્ષમ્ય અપરાધો અને કુટિલ દ્વેષભાવો પ્રત્યે જગતનું ધ્યાન ખેંચ્યું છે. ક્રીશ્ચીયન પાદરીઓને જોરજુલમથી પણ શાશ્વત બ્રહ્મચર્યનું પાલન કરાવવામાં આવતું અને વૈરાગી બહુજ પવિત્ર માણસ ગણાતો. આ બધું જોતાં ઇસ્લામના પયગમ્બરના નીચે જણાવેલ

શબ્દો હૃદયસ્પર્શી છે, "જ્યારે અલ્લાહનો સેવક પરણે છે ત્યારે તેના અર્ધા ધર્મને પૂર્ણ કરે છે." પરિણીત જીવન દરેક મુસ્લિમ માટે આવશ્યક ગણવામાં આવ્યુ છે અને આ કારણેજ ઇસ્લામના સન્યાસીઓ અને તપસ્વીઓ મોટે ભાગે ગૃહત્યાગી ન હતા.

ઇસ્લામના આગમન પહેલાં અરબસ્તાનમા લગ્નનાં બંધનો બહુજ ઢીલાં હતાં કોઇક ઠેકાણે એક સ્ત્રી અનેક પતિ પરણી શકતી અને ભત્રીજીઓ સગા કાકા સાથે પણ પરણતી. લગ્ન પ્રસંગે કોઇ કાયદેસર પદ્ધતિનો પણ અભાવ હતો ઘણા અરબો તેમના મુખ્ય રહેઠાણ પર એકજ સ્ત્રી રાખતા પણ એવી બીજી અનેક પત્નિઓ સાથે બીજા સ્થળો પર રહેતા હઝરતે આ સ્વચ્છંદી વર્તનથી થતા કૌટુંબિક જીવનના નાશનો અંત આણ્યો અને સમાજના એકાકી પરિમાણ તરીકે કબિલા કે ફિરકાની જગ્યાએ કુટુંબને સ્થાન આપ્યુ સંજોગોના કારણે એક પત્નિવ્રત બળજબરીથી પ્રચલિત કરવુ અયોગ્ય જણાયુ એટલે તેમણે આજ્ઞા કરી કે એક પુરૂષે ચાર પત્નિઓથી વધારે ન પરણવી અરબોની વધારાની સ્ત્રીઓમાંથી માત્ર અમુકનેજ કાનુની સ્થાન આપી તેમણે સમાજના કૌટુંબિક જીવનને વેરવિખેર કરતાં તત્વોને નષ્ટ કર્યાં. કેટલાક પક્ષપાતી યુરોપીયન લેખકો પણ હવે તો એ સત્યનો સ્વીકાર કરે છે કે હઝરતે અનેક પત્નિવ્રતને પ્રથમ પ્રચલિત નથી કર્યું, પણ તેના ફેલાવાને મર્યાદામાં રાખ્યો હતો. તેમના પહેલાના કાળમાં અરબોની આર્થિક સ્થિતિ તેમની પત્નિઓની સંખ્યાની સીમા બાંધતી. હઝરતે હવે એક પરમ સીમાનો નિર્ણય કરી આપ્યો સાથે સાથે બધી પત્નિઓ સાથે સમભાવ અને સમાનતાથી વર્તવાની આજ્ઞા કરી એક પત્નિવ્રત માર્ગનો તેમનો પક્ષપાત પ્રદર્શિત કર્યો છે.

છુટા છેડાની પદ્ધતિ મૂર્તિપૂજક અરબોમાં હઝરતના જન્મ પહેલાં પ્રસરેલી હતી. જ્યાં લગ્ન રદ થઈ શકે એવો કરાર હોય છે, ત્યાં સ્વભાવના અસંભાવ્યથી ઉપજતા સંજોગોના કારણે તેના ભંજન માટેની યોજના આવશ્યક થઇ પડે છે. પરંતુ તલાકના હક્કનો દુરૂપયોગ સહેલાઈથી થઇ શકે છે, કેમકે કોઇ પણ માણસ ક્રોધાવેશમાં એવા શબ્દો બોલી નાખે છે કે જેના અંગે તેને રંજ અને સાવધ થતાં પશ્ચાતાપ થાય છે. તે ઉપરાંત જો છુટા છેડાનો કાયદો અમુક એક પક્ષ પ્રત્યે અત્યંત અનુગ્રહ દાખવે તો તે નિષ્પક્ષપાતી કે ન્યાયી ન કહી શકાય હઝરતે તલાકથી થતા સર્વ અનર્થોથી બચવાનો પ્રયત્નો કર્યો છે તેમણે તલાક માટે અનુમતિ આપી, પણ સાથે એમ પણ કહ્યું છે કે ઇશ્વરને તેના જેટલી કોઇ પણ વસ્તુ અણગમતી નથી આમાં લગ્નને એક કરાર તરીકે મહત્વ આપી તેને થોડે અંશે ઈશ્વરી કે દૈવી સ્વરૂપ આપવાનો પ્રયાસ દેખાઇ આવે છે અને આ રીતે હઝરતે તલાકનો અતિ ઉપયોગ ન થાય એવી વ્યવસ્થા કરી છે. અવિચારી અને ઉતાવળીયા કૃત્યના દુઃખદ પરિણામથી વેગળા રહેવા, હઝરતે છુટા છેડા લીધેલ બંને પક્ષોને અમુક સમય સુધીની

છૂટ આપી છે, જે દરમીયાન તેઓમાં જો સમાધાન થઇ શકે તો, પાછો દાંપત્ય જીવનનો આરંભ કરી શકે છે. પરંતુ સૌથી વધારે મહત્વનો વિષય તો તેમણે સ્ત્રીઓને તલાક માંગવાની આપેલી પરવાનગી છે. કેટલાક લેખકો માને છે કે "ખુલા" ["ખુલ," લુગડાં પાછાં ફેંકી દેવા ઉપરથી] નો હક્ક ઇસ્લામ પહેલાંના અરબોમાં પ્રચલિત હતો. પરંતુ હઝરતે આપેલી છૂટમાં એક ખાસ ભિન્નતા મળી આવે છે સ્ત્રી જો તલાક માગે તો તેણે "મહર" [લગ્ન પ્રસંગે આપવામાં આવેલી ભેટ] પાછી આપવી પડે. મૂર્તિપૂજક અરબોમાં "મહર" અથવા "સદક" કન્યાને નહિ પરંતુ તેના કુટુંબીઓને આપવામાં આવતી. જો પરિણીત સ્ત્રી છુટા છેડા ઇચ્છે તો તેણે તેના કુટુંબીઓને "મહર" પાછી આપવા યાચના કરવી પડે અને આ કાર્ય અતિશય અઘરૂં હતું.

માતા તરીકે પણ સ્ત્રીનું સ્થાન ઇસ્લામમાં ઉચ્ચ છે. કહેવામાં આવ્યું છે કે, સ્વર્ગ તેના પગ તળે હોય છે. જ્યારે માતાપિતા સાથે રહેતાં હોય ત્યારે પિતા બાળકની દુન્યવી જરૂરતો માટે જવાબદાર હોય છે. પણ તેના શારીરિક, માનસિક, ધાર્મિક અને નૈતિક કલ્યાણના પ્રશ્નનો ઉકેલ તેની માતાના હાથમાં સોંપી દેવામાં આવે છે. છુટાછેડા થયા હોય તો અમુક વય સુધી બાળકોને તેમની માતાજ ઉછેરે છે. સ્વર્ગવાસી પુત્રની મિલ્કતમાં માતાનો ભાગ સાફ શબ્દોમાં લખવામાં આવ્યો છે. કુરઆન કહે છે, "જો બાળક હોય તો મરનારના માતાપિતાને છઠ્ઠો ભાગ આપવામાં આવે અને વંશજ ન હોય ત્યારે તેના માતાપિતાનેજ વારસના હકદાર લેખવામાં આવે અને માતાને ત્રીજો ભાગ મળે. જો ભાઇઓ-બ્હેનો હોય તો વસીયતો પુરી કરી અને દેવું ભરી, બચે તેમાંથી માતાને છઠ્ઠો ભાગ મળે".

પર્દાની પ્રથા જે આજની મુસ્લિમ સ્ત્રીઓની દુર્દશા અને નિર્જીવતાના કારણરૂપ છે તે કદાચ ઇસ્લામમાં સૌથી વધારે ચર્ચાસ્પદ અને વિવાદયુક્ત વિષય છે. સ્ત્રીઓને તેમના "નસીફ" [આચ્છાદન કે વિંટણ] ને નીચે ઉતારવાની આજ્ઞા આપતી આયતના અસંખ્ય ભાષાંતરો અને વિવરણો આપવામાં આવ્યાં છે. તેમજ પરસ્પર વિરોધી વિવેચકો અને વ્યાખ્યાનકારોમાં સામાધાન થાય એવાં ચિન્હો જણાતાં નથી; કેમ કે કેટલાક એમ માને છે કે કુરઆનમાં પર્દા સંબંધી જે કહેવામાં આવ્યું છે તે બધી મુસ્લિમ સ્ત્રીઓને બંધન કર્તા છે; જ્યારે બીજાઓના કહેવા પ્રમાણે તે હઝરતના કુટુંબની સ્ત્રીઓનેજ લાગુ પડે છે.

પ્રાચીન અરબસ્તાનમાં પર્દાની પ્રથા સાર્વજનિક ન હતી. આજે હિંદુસ્તાનમાં દ્રષ્ટિગોચર થાય છે તેમ ત્યાં પણ શહેરી સ્ત્રીઓ તથા શ્રીમંત કુલીનોની પત્નિઓ સામાન્ય રીતે પર્દામાં રહેતી; પરંતુ અરણ્યવાસી અરબોને સ્ત્રીઓને પર્દામાં રાખવું પોસાતું નહિ. સંભવિત છે કે હઝરતના જમાનામાં

મક્કાવાસીઓ જે વ્યાપારમાં ગળ્યા પચ્યા રહેતા અને વિદેશી પ્રભાવથી મુક્ત ન રહી શકતા, તેઓ તેમની સ્ત્રીઓને પડદે રાખતા. પરંતુ મદીનાવાસીઓ જે ખેતીવાડીના કાર્યમાં તલ્લીન રહી જાય અને અન્ય દેશીય અસરોના પ્રભાવમાં નહતા આવ્યા તેઓ પોતાની સ્ત્રીઓને પર્દો કરાવતા નહિ. સ્ત્રીઓને ઝનાનખાનાની કેદી બનાવી દેવાની રૂઢિ પુરાતન કાળમાં ઘણા દેશોમાં આપણને જોવામાં આવશે, જેવા કે બેબિલોનીયા અને એથેન્સ. આ ઉપરથી નિસંશય પુરવાર થાય છે કે ઇસ્લામના પયગમ્બર પર્દાની પ્રથાથી અજાણ્યા નહતા અને જો તેમણે તેનો અંગીકાર કર્યો હોય તો પણ કોઇ વિરોધી તેમના પર તેના પ્રથમ પ્રયોજક તરીકે આરોપ મૂકી શકે નહિ

કુરઆનની ઘણી આયતો જેના વિષે એવુ ધારવામા આવે છે કે તે પર્દા સંબંધી ઉલ્લેખ કરે છે, તે ખરી રીતે માત્ર વિનયી અને મર્યાદાશીલ વર્તણુંક જાળવવા માટેના નિયમોનો ઉલ્લેખ કરે છે. અને સ્ત્રીઓ તેમજ પુરુષો બન્ને માટે બંધનકારક છે. એવુ વધારે સંભવિત લાગે છે કે જે વાક્યો માત્ર સ્ત્રીઓને ઉદ્દેશીને લખવામાં આવ્યા છે તે માત્ર હજરતના કુટુંબની સ્ત્રીઓને લગતા છે. શ્રદ્ધાળુ ભાવિકો જે હજરતના ઘરની સ્ત્રીઓ પાસે યાચના કરવા ઇચ્છતા, તેમને કોઇ જાતના આંતરા કે પડદા પાછળથી તેમની સાથે વાર્તાલાપ કરવાની છૂટ આપવામાં આવી છે. આ ફરમાન તેમના મૃત્યુ પછી સાર્વજનિક રીતે, બધી સ્ત્રીઓને લાગુ પાડવામાં આવ્યો છે હજરતના સદ્ગુણો અને આચરણ તેમના અનુગામીઓ માટે આદર્શરૂપ લેખવામાં આવે છે. એટલેજ કદાચ તેમના ઘરમાં પ્રસરેલી પ્રથાઓને મુસ્લિમ સ્ત્રીઓના આચાર માટે આદર્શ તરીકે ગણી તેમનુ અનુકરણ કરવામા આવે છે આ બાબતમા અનુયાયીઓએ એક મહત્વની બીનાની અવગણના કરી લાગે છે હજરતે માત્ર કુટુંબની સ્ત્રીઓને આપેલી આજ્ઞા તેરમો વર્ષ પહેલાના અસ્થિર જમાનામાં યોગ્ય હતી. વિચાર સ્વાતંત્ર્ય કે વ્યક્તિ સ્વાતંત્ર્યના અભાવના પરિણામે તે જમાનામાં ધર્મિક પ્રતિપક્ષીઓ પર્દાથી અરક્ષિત મુસ્લિમ બાળાઓનું તિરસ્કારપૂર્વક અપમાન કરતા અને તેવા અવ્યવસ્થિત વાતાવરણમાં પર્દાના અસંખ્ય લાભ હતા. તે સમયના આરબોની નીતિ ભ્રષ્ટતા અને અનાચારના કારણે પણ કદાચ હજરતને પર્દાની આવશ્યકતા જણાઇ હશે. પરંતુ સ્ત્રીઓને હમેશ માટે પર્દાને નામે પરાધીન અને પરવશ બનાવી તેમને નિર્જીવ પ્રાણીઓ સમજી ઘરની ચાર દીવાલોમાં ગોંધી રાખવા તેમણે કદી પણ કહ્યું નહતુ અને જો તેમના કથનનો આવો અસત્ય ભાવાર્થ કરવામા આવે તો તેમના ક્રાંતિકારી સુધારાઓનું ખરું સ્વરૂપ ન સમજવા બરાબર છે.

મુસ્લિમ શાસનના પૂર્વકાળનો ઇતિહાસ સ્ત્રીઓએ સામાજીક તથા રાજકીય જીવનમાં ભજવેલ અગત્યના ભાગની સાક્ષી પુરે છે. હીજરી સન ત્રીજી સુધી સ્ત્રીઓ સમાજમાં

પુરુષો જોડે નમાઝ માટે જતી. આ સમયે તેઓ બુરખો પહેરી જતી નહિ. જ્યારે ખલીફા અબુબકરે યુદ્ધમાં મેળવેલ લૂંટનો ભાગ વ્હેંચ્યો: ત્યારે તેમણે બાળક કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ, ગુલામ કે સ્વતંત્ર મુસ્લિમમાં કશા પણ ભેદભાવ વગર સરખા હિસ્સા પડ્યા. મુસ્લિમ સ્ત્રી સંતો અને સ્ત્રી હદીસ લેખિકાઓ તથા તેવીજ રીતે રાજકીય તથા બીજા ક્ષેત્રોમાં પ્રખ્યાત થએલી સ્ત્રીઓના અસંખ્ય નામો સ્પષ્ટ રીતે પુરવાર કરી આપે છે કે મુસ્લિમ સામ્રાજ્યના સમયે સ્ત્રીઓ કીર્તિના શિખરે પહોંચતી અને દેશના જાહેર જીવનમાં પણ પોતાનો ફાળો આપતી.

હઝરતે સ્ત્રીઓની દયાપાત્ર દશામાં કરેલા સુધારાનો સ્વીકાર તેમના ઘણા કટ્ટર વિરોધીઓ અને પશ્ચિમના પક્ષપાતી ઇતિહાસકારો કરે છે છતાં પણ કોઇ વખતે તેમને સ્ત્રી સ્વાતંત્ર્યના શત્રુ તરીકે અમુક લેખકો ચીતરે છે. એક મહાપુરુષ સામે આથી વધારે અસત્ય અને પાયાવગરના આક્ષેપ કલ્પી ન શકાય! અસલના ક્રીશ્ચીયન લેખકોએ કહ્યું છે, "સ્ત્રી શેતાનનું દ્વાર છે; દૈવી નિયમોની ભંજક અને ઈશ્વરના પ્રતિબિંબ રૂપ–પુરૂષની સંહારક છે." પરંતુ હઝરતે અદ્ભૂત નિર્મળતા અને આશ્ચર્યકારક સરલતાથી સ્ત્રીનુ મૂલ્ય આંકતા કર્યું છે, "જગત અને તેની બધી વસ્તુઓ મૂલ્યવાન છે પરંતુ એક સદાચરણી અને ગુણવાન સ્ત્રી એનાથી અધિક અણમોલ છે." નિષ્પક્ષપાતી લેખકોજ ઈસ્લામના મહાન પયગમ્બરની સુધારક-વૃત્તિ, ક્રાંતિકારી યોજનાઓ અને મનુષ્યત્વના ઉંડા અભ્યાસની કદર કરી શકે છે.

મેં હઝરત મુહમ્મદના [સ.] જીવનને વાંચ્યું છે. તેઓ ઘણા ઉંચા દરજ્જાના મનુષ્ય હતા. મારા મત મુજબ તો તેમને માનવતાના મોક્ષદાતા કહેવા જોઇએ. મને ખાત્રી છે કે, જો એમના જેવો માણસ આજના જમાનાનો ડિક્ટેટર બની જાત તો આજના ગુંચવાઇ રહેલા સવાલો એવા ઉત્તમ પ્રકારે ઉકેલી નાંખત કે, માનવ જગત શાન્તિ અને રાહત રૂપી ધનથી માલામાલ થઇ જાત.

એકસો વર્ષમાં યૂરોપ અને ખાસ કરીને ઈન્ગલેન્ડ એવો ધર્મ ગ્રહણ કરશે કે જે યા તો ઈસ્લામ હશે યા ઈસ્લામ જેવો હશે.

—બર્નાર્ડ શો

# કામિલ રસૂલ [સલ.]

લેખક :
મી. બાનવા

> બાનવા સાહેબ એક જુના અને કુશળ કેળવણીકાર છે. ખાસ કરીને નવલકથાકાર તરીકે એમણે સારી ખ્યાતિ મેળવી છે. "તરૂણીના તરંગ" નામનું એમનું પુસ્તક સારી મકબૂલિયત હાસિલ કરી ચુક્યું છે.

આપ અરબસ્તાનના શરીફ ખાનદાનથી હતા. મસ્તક મોટું, છાતી વિશાળ, શરીરના અવયવો નાજુક પણ મજબુત, અને આપની કાયા એવી હતી કે, દરેક પ્રકારની મહેનત સહન કરી શકે. દાઢી-મુબારક ભરેલી હતી અને કાળા કાકુલો ઘણેભાગે ઘુઘરીયાળા હતા અને ખભા ઉપર પડ્યા રહેતા હતા. આપની કાયા શામી કોમને મળતી હતી. કાળાં ચમકીલાં શરમાળ નયનો, જેમાં એક પ્રકારની અજબ મોહકતા દીસતી હતી. પાતળું નમેલું નાક, રંગે ગોરા, પરવાળાસમાન દાંત, અર્થાત આપની કાયા એવી હતી કે, જેવી કોઇ મહાન દિલ અને દિમાગ રાખનારની હોય છે. આપ એવા ગુણાલંકારના માલિક હતા કે દરેક જણ ગુણગાન કરતો હતો. વાતચિતમાં મીઠાશ હતી અને જ્યારે વાતચીત કરતા ત્યારે સાંભળનાર દંગ બની સાંભળ્યાજ કરતો અને થાકતો નહિ.

આપ સલ. ના સંબંધમાં મશહૂર છે કે, જો કોઇથી મુસાફો કરતા તો ત્યાં સુધી હાથ ખેંચી લેતા નહિ કે જ્યાં સુધી સામાવાળો હાથ ન ખેંચે. આપ બાળકો સાથે ઘાટો પ્રેમ રાખતા હતા. જો કે, આપ સલ. જગતના ખજાનાના માલિક હતા, પણ આપ સલ. ની પાસે એટલા પણ કામ કરનાર નહોતા કે જેટલા સાધારણ માણસને ત્યાં હોય છે. આપ સલ. ની રહેણીકરણી ઘણીજ સાદી હતી અને જ્યારે શહેનશાહની હાલતમાં પહોંચ્યા ત્યારે પણ આપ સલ એ સાદગીને છોડી નહોતી.

આપ સલ. એક સાચા મિત્ર હતા અને જેની સાથે મિત્રતા કરતા તેને મરતાં સુધી નભાવતા હતા. આપ સલ. પોતાના દિલ ઉપર એટલો બધો કાબુ ધરાવતા હતા કે, યુદ્ધ વગર કોઇ પણ વખતે શત્રુ ઉપર હાથ ઉપાડ્યો નથી. કોઈ ખીદમતગારને ન ધમકાવ્યો છે. ન કોઇ ગુલામને સજા કરી છે.

આપ સલ. એક કુશળ સેનાપતિ પણ હતા અને એ વાત દરેક ઇતિહાસકારે કબુલ કરી છે. તેમાં શંકાને સ્થાન નથી. જો કે શરૂઆતમાં આપ સલ. ને હાર ખાવી પડી હતી, તે આપ સલ. નો હુકમ ન માનવાના કારણે થઇ હતી. આપ સલ. સારીપેઠે જાણતા હતા કે અદલ અને ઇન્સાફની બાબતમાં માણસો ઉપર કેવા પ્રકારની જિમ્મેદારીઓ આવી પડે છે. ગરીબમાં ગરીબ માણસ પછી તે ગમે તેવી હાલતમાં હોય તેનો કેસ પોતે જાતેજ સાંભળતા હતા. જો લોકો કરજ આપવામાં ઢીલ કરતા તેમને

સખ્ત સજા આપવાની ધમકીઓ આપતા હતા. આપ સલ. જે નેક કામ કરવાની હિમ્મત કરતા, ત્યાં આ પણ ખાસ સૂચના કરતા હતા કે તેને ગુપ્ત રાખવામાં આવે. આપ સલ. ફરમાવતા કે "દરેક સારૂં કામ નેકી છે, પોતાના ભાઇને જોઇ મંદ હાસ્ય કરવું; ભટકેલાને માર્ગ બતાવવો, તરસ્યાને પાણી પાવું, કોઇને નેક કાર્ય કરવાનું કહેવું, તે નકી છે. માણુસની સાચી આરેબતની એ દૌલત છે કે માણુસ જગતમાં બીજા સાથે નેકી કરે જ્યારે કોઇ માણુસ મરી જાય છે ત્યારે લોકો પૂછે છે કે તેણે પોતાની પાછળ કેટલી દૌલત મુકી છે, ત્યારે ફેરિશ્તા પૂછે કે કે તેણે આવવા પહેલાં કેટલી નેકીઓ પરલોકમાં પહોંચાડી છે."

હઝુર સલ.નો સહુથી મોટો જોહર ઇસ્તકલાલ હતો. જ્યારે આપે સહુથી પહેલા પોતે પયગમ્બર હોવા બાબત ખદીજા રઝી. ને કહ્યું ત્યારથી લોકો આપની મશ્કરીઓ કરવા લાગ્યા, આપને તકલીફો આપવા લાગ્યા; આપ સલ. ની વિરૂદ્ધ કાવત્રાં થયાં, દેશ બહાર થવું પડ્યું અને ઉપરાંત વધુ કઠીન પરિક્ષાનો સમય આવ્યો કે આપ સલ. રાજ્ય સત્તાના માલિક બન્યા; અર્થાત આ સર્વે ઘટનાઓ, પ્રસંગો બન્યા પણ સલ. પોતાના ઉદ્દેશ પરથી જરા પણ ડગ્યા નહિ. અને એ ઉદ્દેશ સામે રાખ્યો કે મૂર્તિપૂજાનો નાશ કરમામાં આવે, સ્વદેશ જનની ઉન્નતિ કરવામાં આવે, અને તૌહિદ જેવા અજોડ સુત્રનો પ્રચાર કરવામાં આવે. જો સાધારણ શકિત ધરાવનાર કોઈ હોત તો વિટંબણાઓ તથા મુશ્કેલીઓને જોતાં હાથ પર હાથ અને જુમેરાત કરીને બેસી જાત.

આપ સલ. ની સામે અનેક પ્રકારની કડકમાં કડક વિટંબણાંઓ સમુહ બની આવતી હતી તો પણ ફતેહમંદ થયા તેનું ખાસ મુખ્ય કારણ એ હતું કે ઇસ્તકલાલ. આપ સલ. ની જાતે મુબારકમાં ખુલ્લમ ખુલ્લા સત્યતા તથા દયાનતદારી હતી. અને તેની સાબેની એ છે કે આપના ધર્મમાં શરૂઆતથી જે ઇસ્લામમાં આવ્યા, તે સત્યના પૂજકો તથા દયાનતદાર હતા.

જે ધર્મના સૂત્રો જગતના કરોડો માણસો કોઈ પણ પ્રકારની શંકા વગર પોતાના મસ્તકે ચઢાવતા હોય, જેના હુકમાદિને અન્ય કોમોના હજારો આગેવાનો આકાશી માનતા હોય, જે ધર્મ સર્વે પ્રકારની દલીલોનો જવાબ આપનાર હોય અને ગમે તેવી તાકતનો મુકાબલો કરવાનો જોશ રાખતો હોય, અન્ય ધર્મોની શકિતને ઉલટ પલટ કરી નાંખી, તેના મોટા ભાગને પોતામાં ભેળવી લીધો હોય, જેના પ્રકાશને ઝીલવા દર પળે જગત તૈયાર હોય, અને તે ધર્મ કે જેનામાં હાલ પણ અનુપમ અમર શકિત મોજુદ હોય, તેવા ધર્મના સંબંધમાં સમાલોચના વગેરે કરવું તે મહાન તથા નાજુક કામ છે, તે કેટલાક અક્કલના ઇજારદાર સમજતા નથી. અને અગ્નિ સાથે રમવા જાય છે. જો અન્ય કોમના લોકો આટલું સમજે તો તે જગત ઉપર ઉપકાર કરવા બરાબર સાબિત થાય તેમ છે. અને જગતમાં શાન્તિ પ્રસરતાં વાર ન લાગે.

પરંતુ તાજુબી એ વાતની છે કે અજોડ નર રસુલે ખુદા સલ. નું સાચું જીવન ચરિત્ર

અખિલ જગતમાં પ્રસિદ્ધ, હોવા છતાં સામાન્ય રીતે જનસમાજનો મોટો ભાગ સાચી વાતથી અજ્ઞાન છે, જોકે તે જાણવાના સાધનો પહેલાં કરતાં વિશાળ છે. છતાંપિ ઐતિહાસિક આલમમાં કોઈ એવું નામ મળતુ નથી કે. જેના ઉપર એવા સખત હુમલા કર્યા હોય કે જેવા આપ સલ. ની જાતે મુબારક ઉપર કરવામાં આવ્યા હતા. આ કીચડ ઉડાડવાનો ઇતિહાસ (?) ઘણો લાંબો છે અને તે સદંતર જૂઠ છે તેવું સાબિત પણ કરી બતાવવામાં આવ્યું છે.

હું મારા તરફથી કંઇ લખું તેના કરતાં ઉત્તમ એ છે કે, અમેરિકન ઇતિહાસકાર મી. એસ. પી. સ્કોટનાંજ વચનો વાંચકની સેવામાં રજુ કરૂં. તેઓ ઇસ્લામ ધર્મ અને પેગમ્બર સલ. ના સંબંધમાં લખતાં લખે છે કે:—

"અમારો ધર્મ છે કે, અમે અસાધારણ ધર્મની ઉન્નતિ અને તેની અટલ અમર અસરની કદર કરીએ, કે જે દરેક જગ્યાએ સુલેહ-શાન્તિ, દૌલત, ઇઝઝત વગેરે પોતાની સાથે લઇને ગયો; જેણે કાબાની મૂર્તિઓને તોડી નાખી ગયસો વર્ષના રિવાજનો નાશ કર્યો; જેણે મસીહ ધર્મને ફતેહ કરી પોતાના કબજામાં લઇ લીધા; જેણે મદ્દાઓની ધાર્મિક હકુમત, અને રૂમીઓની શક્તિને દુરદુરના દેશોમાં હોવા છતાં છિન્ન ભિન્ન કરી નાખી; જેણે મજુસીઓ (પાદરી) ને કરાનના આતિશ કદાઓથી બહાર કાઢયા; જેણે કસીસાની તખ્ત-તાજ ઉપરની હાકેમીનો નાશ કર્યો; જેણે આફ્રીકાના જંગલી દેવાદિનો નાશ કર્યો; જેણે મિસર નિવાસીઓમાં ખુદા એક છે, તે સત્ય સૂત્ર મૂકયું, જેણે કેથોલિક ધર્મની ધાર્મિક કૌન્સિલો ઉપર હુમલા કર્યા અને તેમને સીધા માર્ગે ચાલવાની ફરજ પાડી, જેણે ઇસાઇઓના નામાંકીત ગીરજાઓમાં ખુબસુરત કમાનો બનાવવાની યુકિત બતાવી, જેણે આકાશમાં પોતાની નુરાની સઢીઓ કરી, જેણે યુરોપની ભાષાઓ ઉપર સુંદર અસર નાંખી, જેની ફૈયાઝીઓ અને મહેરબાનીઓનો સબુત અમોને દર વખતે અમારા તે લીબાસથી મળે છે કે જે અમે પહેરીએ છીએ, તે અનાજથી મળે છે કે જે અમારા ખેતરોમાં ઉત્પન્ન થાય છે, તે મેવાથી મળે છે કે જે અમારા બગીચાઓમાં થાય છે, તે પુષ્પોથી મળે છે કે જેનાથી અમો દૌલત મેળવીએ છીએ : તેણે એક પછી એક બાદશાહોના એ વંશો ઉત્પન્ન કર્યા કે જેમનો ઉદ્દેશ એ હતો કે પોતાની પ્રજાને ઇન્સાનિયતના શીખરે પહોંચાડી દે અને ભવિષ્યમાં આવનાર પ્રજાને એવા ખજાનાઓના માલીક બનાવે જે અખિલ જગતમાં ન મળે. આ હેરતમાં નાખનાર અને અજોડ પરિણામ એક બકરા ચારનાર [હજુર સલ] ના અટલ ઇસ્તકલાલ, મક્કમતા, અનુપમ ગુણાલંકાર, ગન્જાકારી દુરઅંદેશી વગેરેથી ઉત્પન્ન થયા."

સર વિલીયમ મીવર એક પાદરીના સ્વભાવના અંગ્રેજ હતા. તે ગવર્નર તરીકે પણ રહી ચુકયા છે. તેમણે હઝરત સલ. નું જીવનચરિત્ર "લાઈફ ઓફ મોહમ્મદ" ના નામે લખ્યું

છે, અને તે પાદરી ફન્ડરના કહેવાથી લખવામાં આવ્યું છે. તેમાં આપ [સલ.]ના જીવનના પ્રસંગો ઘણી ચાલાકી સાથે કંઇનું કંઇ દેખાડવાના ઇરાદાપૂર્વક સર્વે કંઇ કરવામાં કંઈ પણ બાકી રાખવામાં આવ્યું નથી; અને તે લખવામાં ખાસ આ ઉદ્દેશ રાખવામાં આવ્યો છે કે મુસલમાનો ઇસ્લામથી દુર રહે તથા તેના પ્રત્યે તેમને નફરત છૂટે. આવા દુશ્મન સાથે મિત્રતાની આશા રાખવી ફોગટ છે; તો પણ "જાદુ વોહ હય જો સરપર ચઢકે બોલે." તેમની બુકમાં લખાઇ ગયું છે કે :-

> અબુ તાલિબે કાફિર કુરેશીઓ સામેની પોતાની લાચારી બતાવતાં મોહંમદ (સલ)ને કહ્યું કે તેઓ ખુદા એક છે, એવુ કહેતાં બંધ થઇ જાય. ત્યારે આપે જવાબ આપ્યો કે કોઈ મારા જમણા હાથમાં સૂર્ય અને ડાબા હાથમાં ચંદ્રમા લાવી મુકે અને મને "ખુદા એક છે" તેવું કહેતા રોકવા માગે તો પણ હું ફરવાનો નથી. અને તે ત્યાં સુધી કે મને ફતેહ ન મળે. અને આ પ્રયત્નમાં મરણની પણ હું બીક રાખતો નથી............ અમો સારી પેઠે કબુલ કરીએ છીએ કે ઇસ્લામની કેળવણીએ ઘણા ખરાબ રિવાજો જે અરબસ્તાનમાં પ્રચલિત હતા, તેનો નાશ કર્યો. ઇસ્લામના અલ્લાહો અકબરના નારા આગળ મૂર્તિ પૂજાનો નાશ થયો. ખુદા એક છે, તે ઇસ્લામનુ મુખ્ય સૂત્ર હતું.........કુલ્લો મોમેનુન ઇખવતુન" ની કેળવણી દરેકના દિલમાં સ્થપાઇ ગઈ. હુકમ કરવામાં આવ્યો હતો કે "યતીમોની સંભાળ રાખો, ગુલામો સાથે નરમાશ રાખો, બુરાઇઓની પાસે પણ ન જાવો."

જી. એમ. રોડવેલ કહે છે કે :—

> "દલીલોથી સાબીત છે કે હઝરત સલ. ની ચળવળ એવી નેક નીનીથી કરવામાં આવતી હતી કે, તે લોકોને અજ્ઞાનતા તથા મૂર્તિ પુજાથી મુકત કરે અને તેમની સહુથી વધુ આશા એ હતી કે ખુદા પ્રત્યેનો જુસ્સો જે તેમના દીલોમાં જાગૃત થઇ રહ્યો હતો વધુ બળવાન બને અને જગતની સર્વે બુરાઇઓથી બચે."

ડૉ. ટેલર કહે છે કે—

> હુ ઘણા વિવેક સાથે આ કહેવાની હિંમત કરૂં છું કે જો સત્ય રીતે ખુદાપાક તરફથી, જે સર્વ પ્રકારની નેકીઓનું કેન્દ્ર સ્થાન છે, તે ઇલ્હામ થાય છે, તો મોહમ્મદ [સ.] નો ધર્મ ઇલ્હાની ધર્મ છે. નેકી, બદી, બુરાઈ, ભલાઇ વગેરે સમજવાનું ઇલ્હામજ વિશ્વાસપાત્ર છે. વસ્તુસ્થિતિ નો બતાવે છે કે, મોહમ્મદ [સ.] નો ધર્મ ઇલ્હામી ધર્મ છે.

આવીજ રીતે કામિલ રસુલ [સલ.] ના સબંધમાં ઘણાજ અભિપ્રાયો ટાંકી શકાય છે.

# ઈસ્લામનું તવારીખી સ્વરૂપ

વ્યાખ્યાતા : પ્રોફેસર એન બી. નાયક સાહબ એમ એ
પ્રોફેસર ; હિસ્ટ્રી એન્ડ ઇકોનોમિક્સ-ધર્મેન્દ્રસિંહજી આર્ટસ કોલેજ-રાજકોટ

રાજકોટના મીલાદ-જશનના જલ્સામા અપાયેલી અને બેહદ મકબૂલ થયેલી આ સુંદર અંગ્રેજી તકરીર જનાબ યૂસુફ કાસિમ મારફાની સાહિબ [ રાજકોટ ] ની કોશિશથી મેળવી શકાઈ છે 'નામૂસે મિલત' માટે પ્રોફેસર સાહિબે તે ખાતે લખી આપી છે જનાબ 'નૂર' સાહિબે તેનુ ગુજરાતી ભાષાન્તર કરી આપ્યુ છે કહેવાની જરૂરત નથી કે પ્રોફેસર સાહિબે અહિ ઈસ્લામના ઉદયને તવારીખી સ્વરૂપમા રૂઢકર રીતે પેશ કર્યો છે અને તેને એક ઐતિહાસિક ચમત્કાર તરીકે વર્ણવી તેની જહાંગીર કશિશના કારણોને સ્પષ્ટ કરી બતાવ્યા છે પ્રોફેસર સાહિબ મુસ્લિમ ઈતિહાસના પ્રખર અભ્યાસી હોવાથી તેમના આ શબ્દો પાછળ અભ્યાસ પણ છે અને અભ્યાસ પણ અને એ કારણે આધાર પણ છે અને ટેકો પણ

અરબસ્તાનની સહરાઈ જંગલીયતમાંથી અરબોનું જગત્-વિજેતાના સ્વરૂપમા ઉભરી ઉઠવુ એ ઇતિહાસના ચમત્કારો પૈકીનો એક ચમત્કાર છે જેઓ હજુ આજે ભાગે જ ગણી જીવનની પ્રાથમિક દશાથી આગળ વધ્યા ન્હોતા, તેઓ જોતજોતામાં એક પ્રાણવાન પ્રજાના સ્વરૂપમાં પ્રફુલ્લી ઉઠયા અને પોતની આ નવ જાગૃતિના પહેલાજ ગગન-પગને તેમણે એ વેળાના બે પ્રબળ અને પ્રખર સામ્રાજ્યો ઉપર ધસી જઈને પહેલાજ ફટકે તેમને રોળી અને જમીનદોસ્ત કરી નાખ્યાં પણ આ ચમત્કારથીયે ચડી જાય તેવો બીજો વધુ મોટો ચમત્કાર, જે આપણને આશ્ચર્ય-ગરકાવ કરી મૂકે છે, તે તો એ છે કે ઇસ્લામના પયગમ્બરે જે છાપો અને અસરો મક્કા અને મદીનાની ધરતી ઉપર એ વેળા અંકિત કરી હતી, તે તેર સદીઓ પછી, એવાંજ નિર્મળ અને નિર્ભેળ સ્વરૂપોમાં આજે પણ આફ્રિકાના રેતઆળ રણ-જંગલોમાં, હિન્દમાં ગંગાના રસાળ અને ફળદ્રુપ પ્રદેશોમાં અને અનાતોલિયાના સપાટ મેદાનોમાં, સમજાઈને પડી છે.

આ ચમત્કારો ફરતા વિંટાયેલો અગમ્યતાનો અપારદર્શક ધુમ્મસ-પટ ઐતિહાસિક સંશોધનોનાં વેધક કિરણો આગળ વિખરાઈ ઓગળી જાય છે. એ ચમત્કારોની ચમત્કૃતિઓને સમજવા માટે જરૂરી છે કે આપણે તે વેળાની પશ્ચાદ્‌ભૂમિકાને અવલોકીએ જ્યારે ઈસ્લામના આ મહાન પયગમ્બરે દરયમાન થઈને, એક જાદુગર જેવી અદાથી અને જાણે જાદુ-દંડિકાના સ્પર્શ માત્રથી, આખીયે પૃથ્વીનું મ્હોં ફેરવી નાખ્યું હતુ. જ્યારે પયગમ્બર જગતમાં જલ્વાઅફરોઝ થયા, ત્યારે પશ્ચિમમાં રોમન સામ્રાજ્ય અને પૂર્વમાં સાસાની સામ્રાજ્ય, હાક અને ધાકની નજરે, તેમની પૂર બહારમાં

હતાં. આ સામ્રાજ્યો ઉપર અને એવીજ રીતે દુનિયાના બીજા પ્રદેશો ઉપર ત્યારે જુલ્મી શાસકોની નિરંકુશ આણ વર્તી રહી હતી. તેમનાં પાશવી અને ખૂન-ખરડાયેલાં શાસનો કાવત્રાંનાં, ષડયંત્રોના અને એક બીજાને હજમ કરવાની પરસ્પરની ધૂરકાધૂરકીના ફાટ ફાટ થઇ રહેલા જ્વાળામુખી ઉપર ફંગોળાઇને ઝિન્દગીના અન્તિમ શ્વાસો લઇ રહ્યાં હતાં. શાસકો માંહે માંહે ભંગાઇ પડયા હતા; ખૂંરેઝ હરીફાઇ અને ખૂંખાર દુશ્મનીના ભયાનક ધૂંધવાટમાં તેઓ એવી તો બુરી રીતે શેકાઇ રહ્યા હતા અને એટલી તો ગઝબનાક હદે અંટવાઇ ચુકયા હતા કે સર્વનાશ સિવાય બીજું કોઇ પરિણામ મુમકિન ન્હોતું. ઘરની અંદરની હાલત પણ ઓછી દયાપાત્ર ન્હોતી. પાટનગરની મર્યાદિત હદથી આગળ તેમના સત્તાવાહી આવાઝની કશી અસર ન્હોતી. દૂર-દરાઝનાં સામ્રાજ્યનાં પ્રદેશ-અંગોમાં સૂબાઓ તેમની નોખી સત્તાના ખીલા ખોડી રહ્યા હતા, નિકટવર્તી પ્રાન્તોના બીજા સૂબાઓ સાથે આખડી રહ્યા હતા અને એ રીતે ચોમેર અંધકાર અને અંધાધુંધીનું ત્રાસ-રાજ્ય ફેલાવી રહ્યા હતા, પણ અહિ સામ્રાજ્યનો સ્વામી પોતાના સૂબાઓને કાબૂમાં લેવા માટે બિલ્કુલ નિર્બળ અને નિર્માલ્ય સાબિત થતો જતો હતો. આ પરસ્પરનાં અને અંદર અંદરનાં ઘર્ષણોને દબાવવાની કોશિશમાંજ તેમની તમામતર તાકાત ખર્ચાઇ રહી હતી. અરાજકતા તેના ખરા અર્થોમાં, ચારેકોર વ્યાપી ગઇ હતી. ઝુલ્મ અને ત્રાસ, અને અત્યાચાર અને અનાચારનાં માથાં ચોતરફ ઉંચાં થઇ રહ્યાં હતાં. સૂબાઓ અને લશ્કરો ફળદ્રુપ અને વૈભવ-લક્ષ્મીથી ભર્યા ભર્યા પ્રદેશોમાં રીતસરની લુંટ ચલાવી રહ્યાં હતાં. જ્યાં પણ તેમનો હાથ ફરતો, વયરાની અને ઉજ્જડતા ત્યાં આવીનેજ રહેતી

અને, આ ઉપરાંત વર્ગભેદ અને જાતિભેદથી ખવાઇ ગયેલો સમાજ બડો, બળવાઓ અને ઉથલપાથલોથી બિલ્કુલ ખળભળી ગયો હતો. ઝુલ્મ અને અત્યાચાર હેઠળ દબાઈ ચૂકેલી પ્રજામાં કારમો અસંતોષ ધૂંધવાઈ રહ્યો હતો. પ્રદદલિત ગુલામો અને કચડાયેલા લોકો તેમના શાસકોના નિર્દાખૂ અત્યાચારોના બોઝ તળે કણસી રહ્યા હતા, તેમના શાસનથી કંટાળી ચૂકયા હતા અને મુક્તિદિનના અરુણ-પ્રભાતની પ્રતીક્ષામાં મીટ માંડીને બેઠા હતા. જે ઝંઝીરો તેમને ઝકડી રહી હતી, જે બંધનો તેમને બાંધી રહ્યાં હતાં અને જે બેડી-બંધો તેમના જીવન-શ્વાસને ગુંગળાવી રહ્યા હતા, તેમને તોડી વધેરીને ફેંકી દેવા માટે તેઓ બિલ્કુલ તત્પર બની ચુકયા હતા. વધારામાં, જનતા એ પાદરીઓ અને પુરોહિતોના દાસત્વમાં બંધાઇ ચુકી હતી, જેઓ ધાર્મિક વિધિઓની અને પૌરાણિક માન્યતાઓની આડમાં તેમનું સ્વામિત્વ જડબેસલાખ કરી બેઠા હતા. લોક-માનસ અંધશ્રદ્ધાથી ઝંઝીરી લેવાયું હતું. પથરના દેવો અને પોતાના રાજાઓ આગળ તેઓ બિલ્કુલ નિર્બળ અને

નિર્માલ્ય બનાવી દેવાયા હતા. લોકો જે થોડું ઘણું ધન તેમના ઘાતકી અને લૂટારા હાકિમોની ધનલોભી નજરોથી બચાવી શકયા હતા, તે આ ધર્મગુરૂઓના હાથે હજમ થઇ રહ્યું હતું. ધર્મ અને પંથના અને રૂઢિ અને રિવાજના અનેક ભેદોનાં દાતરડાંઓએ સમાજ–દેહને અનેક પરસ્પર વિરોધી પંથોમાં વાઢી નાખ્યો હતો. જે પંથ રાજ્યપંથ બનતો તેની અસહિષ્ણુતાના એ હાલ હતા કે બીજા વિરોધી પંથના માનનારાઓ ઉપર કહેર અને અત્યાચારની વર્ષા વરસી રહેતી અને ના, એટલુંજ નહિ, પણ ખુદ પોતાના પંથના લોકો પણ, અગર કોઇ સામાન્ય વિધિ માત્રમાં પણ જરા સરખો મતભેદ બતાવતા, તો તેમને પણ એવીજ કઠોર નિર્દયતાથી રંજાડી રંજાડીને નામશેષ કરી દેવામાં આવતા.

સમાજ તેનો મોભો અને તેનું વજન ગુમાવી બેઠો હતો. જાણે જીવનમાંથી નિરાશ અને અવિશ્વાસના સૂરો ઉઠી રહ્યા હતા. લોકોમાં આત્મવિશ્વાસ અને આત્મશ્રદ્ધા જેવું કશુંજ બાકી રહ્યું ન્હોતું. સમાજનું તમામતર જોર શંકાઓને ગુંગળાવવામાં અને વિરોધોને દબાવવામાંજ ખર્ચાઇ રહ્યું હતું. મરૂં મરૂં થઇ રહેલા સંપ્રદાયો સામે ચેલેન્જ ફેંકી રહેલા જ્ઞાન–વિજ્ઞાન તરફ આખો મીંચવાની હાસ્યાસ્પદ કોશિશ થઇ રહી હતી અને આ ગાંડપણ એટલે સુધી પ્હોંચ્યું હતું કે એક રોમન ધર્મ-ન્યાય તો તેનું ન્હાવા માટેનું પાણી, પુરાણકાલીન તત્વચિંતકોનાં કીમતી પુસ્તકો બાળીને, કરાવતો હતો. રોમન સામ્રાજ્ય એક સર્જક બળ તરીકે મરી ચૂક્યું હતું. તેની શક્તિઓનું મ્હોં હવે નાશકારી માર્ગો તરફ ફેરવાઈ ગયું હતું. રોમન સામ્રાજ્યનું બળ હવે ભવ્યતા અને ભભકતાભર્યા દરબારો ભરવામાં અને દોર અને દમામના સાધનો ખડકવામાંજ ખર્ચાઇ રહ્યું હતું. રોમના શહેન્શાહો તેમનો વખત યા તો નાટકો અને સરકસના પ્રયોગો જોવામાં પસાર કરતા હતા યા તો જંગલી દ્વંદ્વ–યુદ્ધો જોવામાં, જે તેમના મૃત આત્માઓ માટે કહેવાનું ઘણી કહી જાય છે. દ્વંદ્વ–યુદ્ધોમાં લડનાર ત્યાં સુધી જીતેલો કહેવાતો નહિ, જ્યાં સુધી તે પોતાના હરીફને રિબાવી રિબાવીને મારી ન નાખે. હારતા ખેલાડીની યાતનાઓમાં આનંદ લેવાતો; દર્દ અને વેદનાની તેની પ્રત્યેક ચિચિયારી ઉપર તાળીઓ પડતી. અધમતા આનાથી વધુ અધમ કેટલી થઇ શકે!

સમાજ તેના પતન અને વિનાશના છેવટના સીમા–સ્થાનમાંથી પસાર થઇ રહ્યો હતો. તેની ઝિન્દગીના છેલ્લા શ્વાસ ચાલી રહ્યા હતા. સમાજ–યંત્ર જાણે તેના સાંધાઓમાંથી વછૂટું પડી ગયું હતું! લોક–હૃદયમાં નવજીવન માટેની આશા ઉત્તેજના પામી રહી હતી અને આ યાતનાઓ અને આ વેદનાઓમાંથી મુક્તિ મેળવવાનો ઉત્કટ અભિલાષ પાંખ પહોળાવી રહ્યો હતો. અને બિલકુલ એજ વખતે, આપણા આ મહાન પયગમ્બર આશાના અને અભિલાષાના એજ સંદેશ સાથે દશ્યમાન થયા,

જેના માટે લોકો બેચયન અને આતુર હતા. તેમનો સંદેશ જાણે કે એ પ્રભાત-તારો હતો, જેણે નવયુગની ઉગનારી ઉષાની વધામણી આપી. જે ધર્મની તેમણે ઝાહિરાત કરી અને જે મઝહબની તેમણે સ્થાપના કરી, તેણે એ સામાજિક અને રાજકીય ક્રાન્તિઓ ગતિમાન કરી, જેના માટે લોકો ઉત્સુક અને આતુર હતા. તેમના ઉપદેશે શ્રદ્ધાઘેલાઓને આંખ આપી, તેમના ધર્મે માંહોમાંહિ ઝઘડી રહેલી અરબ ટોળકીઓમાંથી એક પ્રાણવાન પ્રજા કંડારી લીધી અને તેમને તેમની અમાપ શકિતઓનું ભાન કરાવી પોતાનુ ભવ્ય ભાગ્ય પોતાનાજ હાથે ઘડી લેવાના મહામાર્ગ ઉપર છૂટા મૂકી દીધા. તેમની તમામતર શકિતઓ પયગમ્બરે એજ માર્ગે વાળી અને અત્યાર સુધી રૂંધાઇ રહેલા જીવન-બળને ગતિ અને ઘર્ષણના માર્ગે નિર્બંધ વહેતું મૂકી દીધું.

જે ધર્મની પયગમ્બરે સ્થાપના કરી તે બિલ્કુલ સાફ અને સાદો ધર્મ હતો અને છતાંયે તેણે મનુષ્ય-આત્માને ઉન્નત બનાવ્યો અને તેને ઉમ્દગી આપી. જગન્નયનમાં મનુષ્ય ઉંચો થયો. વિશ્વભરમાં સર્વશ્રેષ્ઠ હોવાની તેને અંજલિ મળી. મનુષ્યને મનુષ્યની અમાપ શકિતઓનું ઇસ્લામે ભાન કરાવ્યું. તેનામાં આત્મશ્રદ્ધા અને આત્મ વિશ્વાસનું તેણે પ્રેરક બળ રેડયું. ઇસ્લામની વિશ્વ-બિરાદરીની ભાવનામાંથી પયગમ્બરે તેમની અલૌકિક વ્યવસ્થા-શકિત વડે જે ઉમદા ઇસ્લામી બિરાદરીની રચના કરી તે હકીકતમાં પૃથ્વી ઉપરની એ હુકૂમતે ઇલાહી હતી, જેનો કાઇસ્ટે ફકત ઉપદેશજ આપ્યો હતો. આ ઇસ્લામી બિરાદરીમાં જગતના દરેક અને દરેક મનુષ્ય માટે સ્થાન છે, પછી તે ઉચ્ચ હોય કે નીચ, કાળો હોય કે રાતો, સુફેદ હોય કે પીળો. ઇસ્લામી બિરાદરીમાં આ બધાયે એકત્ર થઇને, પોતાની તમામતર શકિતઓ વડે, બિરાદરીની બરતરી અને બહેબૂદી માટે કામે લાગી શકે છે. તેમના ધર્મમાં એ મતમતાંતરવાદને કે પ્રણાલિકાવાદને સ્થાન નથી, જે લોકોને એકત્ર કરવાને બદલે વિભાગતો હોય. ધર્મગુરૂઓના એ ગિરોહને, જેઓ મનુષ્ય-આત્માને મોક્ષ અપાવવાનો ઇજારો લઇને બેઠા હતા, તેમને બીજા કોઇ નહિ તો એ સાદા કારણસરજ રૂખ્સત આપવામાં આવી કે તેઓ બીજા મનુષ્યોની જેમ સાધારણ માનવીઓ છે; સામાન્ય માનવીથી વધીને તેમનું સ્થાન હોઇ શકે નહિ; કારણ કે, બધાયે માનવીઓ સરખા છે. જાતિઓ અને વર્ગોથી છિન્નવિછિન્ન થયેલી માનવતા અને તેના ઉપરના ધર્મગુરૂઓના વર્ચસ્વવાળા જગતમાં મનુષ્યનો માન અને મોભો અને માનવ માત્રની એકતા; ભભકા અને દમામથી ભરેલી દુનિયામાં જીવનની સાદગી અને પવિત્રતા; અને આત્મિક ગુલામીના દવરમાં શ્રદ્ધા અને વિશ્વાસ એ તેમના ધર્મની મુખ્ય વિશિષ્ટતાઓ હતી. સ્વાભાવિક રીતે એટલે, સમાનતા અને બિરાદરીના તેમના ઉપદેશમાં ન ઉવેખી શકાય એવું આકર્ષણ હતું. ગુલામીની શૃંખલાઓમાં જેઓ જંજીરાયેલા હતા, ઇસ્લામમાં તેમણે પોતા-

નાજ મુક્તિ-જંગનો લડવૈયો જોયો. નૈતિક પવિત્રતા અને ધાર્મિક સહિષ્ણુતાના ઇસ્લામ-સંદેશે તેમના આત્માઓને તસલ્લી આપી, જેઓ ધર્મભેદ અને પંથભેદના નામે અત્યાચારાઇ રહ્યા હતા. ઇસ્લામમાં તેમને એ ઔષધ મળી ગયું, જે તેમનાં વેદનાથી કણુગી રહેલાં દિલોને શાંત્વન આપી શકે અને તેમના ઝખ્મોને રૂઝવી શકે. મૂર્તિપૂજા સામેની તેમની જિહાદે એ લોકોને નવી આશા આપી, જેઓ ધર્મગુરૂઓની તુમાખી હેઠળ અંજાઇ દેવાયા હતા, અને જેમનાં માનસમાં વહેમ અને અંધશ્રદ્ધાનાં અંધારા ભરી તેમને તે ધર્મ-ગુરૂઓના-પત્થરના દેવોની એ જીવતી મુર્તિઓના-આજ્જિઝ બનાવી દેવાયા હતા. લોકોના હરી ગયેલાં અંગોમાં ઇસ્લામે નવું જીવન રેડ્યું. પોતાના અનુયાયીઓને તેણે નવા ઉમંગ અને ઉત્સાહ આપ્યા અને તેમનાં દિલોમાં કાંઇક એવી આગ ચાંપી દીધી કે તેઓ આ નવી વ્યવસ્થાને સાકારવાના તેમના મકસદમાં આગળ ધરી આવ્યા.

ઇસ્લામ હકીકતમાં એક એવા જીવન-બળ સમાન સાબિત થયો, જેણે હરી અને કુંદેવાઇ ગયેલી મનુષ્ય શક્તિને ચળવળાવી દીધી. તેમણે પોતાના અનુયાયીઓને ઉત્સાહના આવેગો આપીને અમાપ સમુદ્રની અસીમતામાં છોડી દીધા, જ્યાં વધુ જોર અને બળ એકઠાં કરી તેઓ પોતાના વણથંભ ધસારામાં આગળ અને આગળ નીકળી ગયા. માર્ગમાં જે પણ કાંઇ નડ્યું તે ફના થતું ગયું, જે પણ અંતરાયો આવ્યા, કચડાતા ગયા અને એમ ઇસ્લામની આગેકુચ આગળ અને આગળ વધતીજ ગઇ. ઇસ્લામે મનુષ્યની સર્જનાત્મક શક્તિની આણીયે સંપત્તિને ઉઘાડી મૂકી દીધી અને તેને એવા માર્ગે વાળી કે જ્યાં પરિપક્વ થઇને તે એવી શક્તિઓમાં પ્રફુલ્લી ઉઠી, જે આખરે મનુષ્યની યાતનાઓ અને મુશીબતોને હળવી કરીનેજ રહી.

# ઈસ્લામ અને તેના આસાન ઉસૂલો

લેખક :
જનાબ હાશિમ મુહમ્મદ ગડર
"મુનીર"

'મુનીર' સાહિબ કુતિયાણાના આગળ તરી આવતા એક જોશીલા કાર્યવાહક, આશાસ્પદ લેખક અને જવાન કવિ છે. કવમી કાર્યોમાં તેઓ હંમેશા પેશ પેશ રહે છે અને કવમને લાભદાયી થાય એવા સાહિત્ય દ્વારા કવમની સેવા કરવાની ધગશ ધરાવે છે. એમનો આ લેખ અહિં પેશ કરતાં આનન્દ થાય છે.

હુઝૂર અકરમ [સ. અ. વ.] ને આજ સાડા તેરસો વર્ષ થયાં. આ લાંબા કાળ દરમ્યાન ઇસ્લામના મૂળભૂત સિદ્ધાંતોમાં, ઝેર, ઝબર કે એક નુકતાનો પણ સુધારો થયો નથી. ભૌગોલિક દ્રષ્ટિએ દુનિયાના ભિન્ન ભિન્ન દેશોમાં વસતી ભિન્ન ભિન્ન પ્રજાઓ માંહેની ચાલીસ કરોડ જેટલી વિશાળ મુસ્લિમ સંખ્યાને માટે એ "નિઝામ" આજે સાડા તેરસો વર્ષોથી રહેજ પણ સુધારા વગર બહુજ આસાનીની સાથે એકધારો અનુકૂળ સાબિત થયો છે.

આ લાંબા કાળ દરમ્યાન દુનિયાએ અનેક ક્રાન્તિઓ અનુભવી. કંઇ કેટલાયે ઇન્કિલાબોના ઝલઝલા પૃથ્વી પર ધણધણ્યા અને ખામોશ પણ થઇ ગયા. જુદાજુદા આદર્શો અને સિદ્ધાંતો પણ પ્રચલિત થયા. માનવ-ઉત્કર્ષ માટે હઝારો યોજનાઓ અમલમાં આવી. સામ્યવાદ, સમાજવાદ, નાઝીવાદ ફાસિવાદ, રાષ્ટ્રવાદ અને એવા કેટલાયે વાદો હસ્તીમાં આવ્યા. છતાં કોઇ એક પણ વાદે પોતાની સંપૂર્ણતા સિદ્ધ કરી નહિ. વિશ્વ સમસ્ત અને તેની ભિન્ન ભિન્ન પ્રજાઓએ કોઇ પણ એક વાદને અનુકૂળ અને મકબૂલ ગણી એક સાથે વધાવ્યો નથી. કોઇ પણ એક સિદ્ધાંત માટે વિશ્વની પ્રજાઓએ એકમતાપૂર્વકનો સાદ પૂર્યો નથી. વખતો વખત સંપૂર્ણતાની જાહિરાત સુદ્ધાં પામી ચુકેલા એ વાદોની ત્રુટિઓ જાહિરમાં આવતી રહી છે. અને તેનો પૂરો સંપૂર્ણતાનો દાવો છતાં એમ થતું રહ્યું છે અને વખત જતાં એક વાદ ઉપર બીજા અને બીજા ઉપર ત્રીજાની શ્રેષ્ઠતા સાબિત કરવામાં આવતી રહી છે. પરિણામે બધાયે વાદો નિરર્થક અને વાહિયાતજ સાબિત થયા છે.

ત્યારે આ હઝરતે [સ. અ. વ.] એક એવી સમાજ રચના કરી છે, એક એવો મુકમ્મિલ નિઝામ તૈયાર કર્યો છે, જે લાંબા-કાળથી ઝરાપણ સુધારા વગર દરેક યુગમાં એકંદર કવમોને સારખી રીતે આસાનીપૂર્વક અનુકૂળ સાબિત થયો છે. ઇસ્લામી સિદ્ધાંતો, માનવ સમાજની સ્વાભાવિક નિર્બળતાઓની પરીક્ષા કરી, તેની અપૂર્ણતાની તુલના કરી, સહેલા, આસાન, અને ઇન્સાન વગર અડચણે વ્યવહારૂપણે નભાવી શકે એવા ઉસૂલોના આધારે રચવામાં આવ્યા છે. ઇસ્લામની સંપૂર્ણતા અને સચ્ચાઇ માટે આજ સુધી મકબૂલ રહેલો તેના "મુકમ્મિલ નિઝામ" એક સબળ દલીલ છે.

ઇસ્લામ અને તેના સિદ્ધાંતો આસાન અને એટલા સાદા છે કે કોઇ પણ પ્રજા ઝરા પણ મુશ્કેલી વગર તેના પર અમલ કરી શકે છે. ઇસ્લામ મનુષ્યને લાચાર બનાવવા માંગતો નથી. કુરઆને કરીમમાં ઠેરઠેર સ્પષ્ટ કરવામાં આવ્યું છે કેઃ–લાયોકલ્લેફુલ્લાહો નફ્‌સન ઇલ્લા–વુસઅહા–વલવ શાઆ લઅનતકુમ [અલ્લાહ કોઇ આત્માને દુઃખ દેતો નથી પણ એટલું કે તેનામાં જેટલી શક્તિ હોય, જો ખુદા ચાહે તો તેમને સખ્તીમાં નાખી દે.] અને "યુરીદુલ્લાહો બેકોમુલ યુસરા વલા યુરીદો બેકોમુલ ઉસરા." [ખુદા તમારા માટે સરળતા–આસાની ચાહે છે, સખ્તાઈ ચહાતો નથી.] અને "વજાહેદુ ફિલ્લાહે હક્કા જેહાદેહી હોવજતબાકુમ વમા જઅલા અલયકુમ ફિદ્દીને મિન હરાજીન" અર્થાત અલ્લાહના માર્ગમાં ખુબ જેહાદ કરો. તેણે તમને વીણી લીધા છે, અને દીનની બાબતમાં તમારા ઉપર કોઇ સખ્તી નથી. "મા યોરીદુલ્લાહો લે યજઅલા અલયકુમ મિન હરાજીન" [ખુદા ઇચ્છતો નથી કે તમારા ઉપર સખ્તી નાખે] આ આયતોથી ઇસ્લામની આસાનીયત અને સાદાઇ સફ સાફ સાબિત થાય છે કે કોઇ ઠેકાણે કોઇ અનુયાયીને પોતાની ફર્ઝ બજાવવાથી કોઇ પણ કારણસર મુશ્કેલી થઈ જાય તો તેનો બદલો અથવા કફ્ફારો મંજુર કરી લેવામાં આવે છે. નમાઝનોજ મસઅલો જુઓ. કયામ–ઉભા રહેવું–ફર્ઝ છે, પણ કોઇ કારણસર, અથવા બીમારીવશાત ઉભા ન રહી શકાતું હોય તો તેને માટે બેસીને નમાઝ પઢવાનો હુકમ છે. એવીજ રીતે રોઝા પણ બીમાર ઉપર ફર્ઝ નથી. તંદુરસ્ત થવા બાદ તે મૂકેલા રોઝા કઝા કરી શકે છે. અને કેટલીક બાબતોમાં કફ્ફારો પણ મંજૂર કરવામાં આવ્યો છે. ઘણી વસ્તુઓ મઝહબી દ્રષ્ટિએ હરામ છે પણ મજબૂરી અને લાચારીની હાલતમાં તેને ખાઇ લેવી જાઇઝ છે.

ઇસ્લામી ઉસૂલોની સરળતા અને આસાની માટે આ દ્રષ્ટાંત અસ્થાને નહિ ગણાય. "એક ગાલ પર થપ્પડ મારવામાં આવે તો બીજો ગાલ ધરવો" એ ઇશુ ખ્રિસ્તનો મત અને ઉપદેશ છે. ઇન્સાની ફિતરત અને તેમાં રહેલી કુદરતી નિર્બળતાઓ આ સિદ્ધાંત ઉપર અમલ કરી શકવા અશક્ત છે. કારણ કે, એથી સબળ અને બળવાનોનો ઝુલ્મ પરાકાષ્ટાએ પહોંચે છે. અશક્તો અને શક્તિ હોવા છતાં સંજોગોવસાત દબાઇ ગયેલા એથી કચડાઈ જવાનો સંભવ છે. એટલેજ ઇન્સાની ફિતરત તેનાથી ઉલ્ટો પણ વિવેકી ઉપદેશ સ્હેજે માગી લે છે. જો ઇશુ ખ્રિસ્તના આ બોધ અમલ કરવા લાયક હોત તો દુનિયાએ તેના ઉપર અમલ કર્યો હોત, અને મનહૂસ નાઝીવાદ અને ફાસીવાદનાં ભયાનક ઓળાઓ પૃથ્વી પર ફેલાયા ન હોત, પણ આજે આપણે જોઇએ છીએ કે ઇશુ ખ્રિસ્તના અનુયાયી હોવાનો દાવો કરનારાઓ પોતેજ એ જંગલી નાઝીવાદ અને ફાસીવાદની સાથે થયાં છે. એટલે એ સિધ્ધાંત વ્યવહારૂ નથી. ત્યારે તેની સરખામણીમાં ઇસ્લામનો ઉપદેશ

છે કે "ઇંટનો જવાબ ઇંટથીજ આપો. પણ ખબરદાર પહેલ કરતાં નહિ અને ક્ષમા અને વિવેકથી વર્તન કરજો." આ ઉપદેશમાં ઝુલ્મનો સામનો કરવાનો બોધ છે અને તે એટલા માટે કે દુનિયામાં ઝાલિમોની ઉન્નતિ ન થાય. સાથેજ વિવેક, ક્ષમા, અને સંયમને શાંતિ માટે ઝુરરી ગણવામાં આવ્યાં છે, એટલેજ આ સિધ્ધાંતને દુનિયા માની પણ શકે છે અને તેના ઉપર અમલ પણ કરી શકે છે. એવીજ રીતે આજે જુદા જુદા નામે પ્રચલિત થયેલા વાદો પણ આવીજ ઉણપોના અને ઇન્સાની ફિતરતને બરાબર ન પારખી શકવાના કારણે કદિ પણ કામયાબ થવાના નથી.

દાખલા તરીકે, સામ્યવાદ દુનિયા સમસ્તને એકજ ટાળામાં ઢાળી એકજ સ્વરૂપમાં રજુ કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે. આવા સિદ્ધાંતોના કારણે દુનિયાનાં કાર્યો થંભી જશે અને અંધાધુંધી વ્યાપશે ઈત્યાદી સ્વાભાવિક ભયોના કારણે: દુનિયાનો મોટો ભાગ તેના વિરૂદ્ધ આવાઝ ઉઠાવી રહ્યો છે. અને જ્યારે તે પર વ્યવહારપણે અમલ કરી શકાય એમ નથી ત્યારે ઇસ્લામમાં તે માટે બહેતર અને અમલ કરી શકાય એવા ઉકેલ છે. ઇસ્લામે એકધારી સમાજ રચના કરી કે મનુષ્ય માત્ર સુખ અને ચયનથી રહી શકે. તે માટે શ્રીમંતો ઉપર અઢી ટકાનો ઝકાત રૂપી ટેક્સ ફર્ઝ કર્યો છે. આ ટેક્સ વ્યવસ્થિત રીતે ઉઘરાવવામાં આવે, અને ઇસ્લામના કાનૂન પ્રમાણે તેની વહેંચણી કરવામાં આવે તો ગરીબ અને બેકારીની માયુસીભરી કેટલીયે સમસ્યાઓનો ઉકેલ રહેજે થઇ શકે એમ છે. ઇસ્લામી ખિલાફતના ઝમાનામાં આ ટેક્સની બરાબર વસૂલાત કરવામાં આવતી હતી અને કાનૂનસર તે તકસીમ કરવામાં પણ આવતો હતો. પરિણામે એક સમય એવો આવ્યો કે મુસ્લિમ રાષ્ટ્રમાં કોઇ ઝકાત લેનારજ ન રહ્યું. સામ્યવાદની જગ્યાએ દુનિયા આસાનીથી આ સિદ્ધાંત ગ્રહણ કરી શકે છે એવાજ પ્રકારની ઉણપો જગતની સકળ ક્રાન્તિઓમાં મવજૂદ છે. ઇસ્લામ એક એવો વ્યવહારૂ મઝહબ છે; જેને આસાનીથી ઇન્સાની ફિતરત નભાવી શકે છે.

જગતના કોઇપણ ભાગ પર નઝર કરો, કોઈ પણ ક્રાન્તિનો મૂળભૂત ઇતિહાસ તપાસો તો આસાનીથી તેના ઉપર ઇસ્લામી રંગની મવજૂદગી જણાયા વગર નહિં રહે. ઇસ્લામ એક ફિતરતી મઝહબ છે એટલેજ જગતના નાસ્તિકોએ પણ આવી રહેલા ભવિષ્યમાં મઝહબ જેવી કોઇ હસ્તી હશે તો તે ઇસ્લામનીજ હશે એવી ઝાહિર ઘોષણા કરી છે.

અંતમાં વિશ્વમાં અનેક ક્રાન્તિઓ થઇ, કેટલાયે ઇન્કિલાબો થયા, અધર્મની સેંકડો ડમરીઓ ચડી, છતાં દુનિયા પરથી મઝહબની અસર ઓછી થઇ નથી. નાસ્તિક સામ્યવાદીઓ પણ રહી રહીને ખુદાની હસ્તીનો ઇકરાર કરી રહ્યા છે. અને તે મઝહબી અસરમાં ઇસ્લામી અસર આમ અને સર્વત્ર છે. કોઇ પહેલૂ એવો નથી જેના ઉપર ઇસ્લામી અને નબ્વી રંગ ન ચઢયો હોય અને જેના ઉપર નબ્વી રંગની અસર થઇ ન હોય, તેની પૂર્ણતા માટે શક નથી અને તેની કામ્યાબી બેશક થવાની છે. અને દુન્યાની શાંતિ અને અમન ઇસ્લામ અને તેના સિધ્ધાંતો પર અવલંબિત છે. અસ્તુ.

# દુનિયામાં અમન કયારે ?

લેખક :
જનાબ યૂ. એ. આર. ફાઝિલ "ફારૂક"

**નામૂસે** મિલ્લતનું રસૂલ સલ્અમ. ના પાક જીવન ઉપર કાંઇક લખવાનું આમંત્રણ મારા જેવા નાચીઝને મળે એ મારા અહો ભાગ્ય !

'ફારૂક' સાહિબ એક ઉત્સાહી અને ખંતીલા કાર્યવાહક તેમજ એક રચના અને આશાસ્પદ લેખક છે. સાહિત્યની લગની એમના હૈયાના તારેતાર સાથે વણાએલી છે. એમણે બહુ થોડું લખ્યું છે. પણ જે લખ્યું છે તેની પાછળ કંઇક ધ્યેય, કંઇક દ્રષ્ટિ છે 'અંતરની આગ' ને નામે એમનો એક નવલિકા સંગ્રહ બહાર પડી ચુકયો છે.

જે હસ્તીએ પાક [સ ] ની કલામુલ્લાહમાં ખુદ ખુદાએ તા'રીફ કરી હોય, એવા રહમતુલ-લિલ-આલિમીનની શાનમાં, શું ગજું મારૂં કે કાંઇ લખી શકું? છતાંયે દા'વતને માન આપી કંઇક લખી શકું તો મારી ખુશકિસ્મતી.

દુનિયામાં આજે આલમગીર જંગ ખેલાઇ રહ્યો છે. તેની જ્વાળાઓ જગતભરને ભરખી રહી છે. માનવના બેહદીથી કપાઇ અને વઢાઈ રહી છે. લાખો ઇન્સાનો અન્નના મહોતાજ, લાખો વસ્ત્રોના હાજતમંદ અને લાખો રોઝીની ફિકરમાં મુબ્તલા થયેલા જોવાઇ રહ્યા છે શા માટે? ઇન્સાનિયત આટલી ઝલીલ અને પામર કેમ થઇ ગઇ? કેણે આ કયામત બરપા કરી? માનવતાના ઇતિહાસમાં જેટલો દુ:ખી, જેટલો નિરાશ, જેટલો ઝલીલ અને જેટલો મરતો ઇન્સાન આજે થયો છે, તેટલો કયારેય થયો ન્હોતો. હકીકતમાં પેલી પશ્ચિમની ઝમીનભૂખ, તેનો પેલો ચપતાની રાષ્ટ્રવાદ અને તેની પેલી વૈજ્ઞાનિક તુમાખીજ આ બધા માટે જવાબદાર છે. યુરોપની સુધરેલી કહેવાતી સંસ્કૃતિએજ માનવતાના મ્હોંને આટલું દાગદાર અને બદરંગ કરી મૂક્યું છે.

પણ બીજાઓના ખૂનના ખાતરથી ઉગેલી પશ્ચિમની સંસ્કૃતિ હવે ફાલી ફુલીને ખુદનાંજ ખૂન પી રહી છે. ઇકબાલની પેશનગોઇ સાચી પડી રહી છે. ફિરંગી સંસ્કૃતિ આજે પોતાના હાથેજ પોતાનું ગળું ઘૂંટી રહી છે. તેનો આજનો માર્ગ સિર્ફ અધ:પાતનોજ નથી, આત્મઘાતનો પણ છે.

પયગમ્બર [સ.] ના યાદ–દિને એ સિવાય બીજું કહેવાનું હોય પણ શું કે, જો માનવતાએ ફરી એકવાર મરતાં બચવું હોય, ઝિલ્લત અને પતનમાંથી ફરી એકવાર તેને ઉગરવું હોય તો ઇતિહાસનું પેડુંક મર્યાદિત પુનરાવર્તન તેણે કરવુંજ પડશે. આજથી સાડા તેરસો વર્ષના ઇતિહાસને ફરીથી દોહરા-

વવોજ પડશે. એ વકતે ખુદ ખુદાના મહાન પયગમ્બરે ઝાતે માનવતાને મુકિત અપાવી હતી, આજે તેમના આટલાં વર્ષોથી તાઝાદમ રહેલા પયગામ ઉપર ઝરાક વધુ ઘેરૂં ચિંતન કરવાથીજ માનવતા મરતી બચી જાય એમ છે.

લડાઇ હજુ ધૂમ લડાઇ રહી છે. ખૂંરેઝી હજુ પૂર બહારમાં ચાલુ છે. છતાં લાજતા નથી યુરોપના આ લોક સુલહ–શાન્તિની વાતો કરતાં! સુલહ અને શાન્તિની આજની તેમની તમામતર વાતોમાં હજુ એજ ઝબરદસ્તોનું ઝોર છે, હજુ એજ ઝમીનભૂખની લાલસા છે, હજુ એજ સંકુચિત અને શયતાની રાષ્ટ્ર-વાદનુ ગાંડપણુ છે. આ સુલહ અને શાન્તિ આમ માનવતા માટે વિચારતી નથી. એ સુલહ વરૂઓ વચ્ચેની સુલહ છે. એ શાન્તિ પોતપોતાના શિકારો ઉપર બેસી તેમને નીરાંતે ફાડી ખાવાની શાન્તિ છે. એ સફળ નહિ થાય. આ રીતે હજુ વધુ ભયાનક ખૂંરેઝી-ઓની યોજનાઓ ઘડાઇ રહી છે. માનવતાને હજુ વધુ ઝલીલ કરવાના આ રસ્તા છે.

ઇસ્લામ જે સ્વંય શાન્તિ અને સુલહનો જીવન-નિઝામ છે, તેણે સૂચવેલા માર્ગો ઉપર ગયા સિવાય આ દુનિયા કયારેય ખરી શાન્તિ ભાળશે નહી. અને જ્યારે શાન્તિ અને સુલહના નાયાબ નુસ્ખા મુસ્લિમો પાસે છે ત્યારે પહેલી ફર્ઝ તેમનીજ છે કે તેઓ મયદાનમાં આવે, જગતની રહબરી લેવાની લિયાકાત કેળવે અને દુનિયાને ફરી એકવાર શાન્તિ અને સમાનતા પાઠ અને પયગામ આપી પોતાના પુરાણુકાલીન ગૌરવને ફરી તાઝું કરે. મુસ્લિમો પોતાના શિરે આવી કશી જવાબદારી હોવાનુ હજુતુ ભાન કયાંક કયાંક બતાવી પણ રહ્યા છે. એ ભાન વધુ તેઝ થશે, એ જ્ઞાન વધુ પ્રેરક બનશે, ત્યારે જગત ફરી એકવાર સાંભળશે કે કયસરે કિસ્રાના શાહી ગુમ્બદો તૂટયા અને માનવતાએ મુકિત મેળવી.

મુસલમાનોની કમઝોરીનાં રોદણાં રોવાય છે. પણ જો આ નકશા પર અમલ કરવામાં આવે તો મુસલમાનોની સર્વ બીમારીનો ઈલાજ થઈ શકે છે. તુર્કોએ દોઢ કરોડ તુર્કોને નવી ભાષા શીખવવા માટે, દશ વરસનાં ગાળામાં પોતાનો પ્રોગ્રામ મુકમ્મિલ કરી લીધો હતો. ચાલીશ હજાર વોલન્ટયરો શિક્ષણ આપવા મુકર્રર કર્યાં હતાં. હિંદમાં કદાચ એક લાખથી વધુ મુશ્કેલી હશે. તેવીજ રીતે કોલેજના વિદ્યાર્થીઓ અને સરકારી નોકરોની ગણત્રી સાથેની હશે, જેઓ ઉર્દુ લખી વાંચી શકે છે. દરેક માણસ એ નિશ્ચય કરી લ્યે કે તે બેચાર મુસલમાનોને ઉર્દુ લખતા વાંચતા શીખવી દેશે, તો મુસલમાન કવમની મુશ્કેલી દૂર થવા માટે ઝમીન તૈયાર થઇ શકે છે. એ પછી દરેક મુસલમાન અરબી સાથે તેનું ભાષાન્તર જરૂર વાંચે અને હાલ પણ જે મુસલમાનો ઉર્દુ જાણે છે તે ભાષાન્તર સાથે કુરઆનનું વાંચન કર્યા કરે. જે લોકો નમાઝ પડે છે તેઓ ઉર્દુ ભાષાન્તર વારંવાર વાંચતા રહે કે જેથી તેમના મગઝમાં તે સમાઇ જાય અને નમાઝ પડતાં તેમનું ધ્યાન ભાવાર્થ તરફ પણ રહે જેથી તેમને નમાઝમાં સુરૂર આવે અને તેઓ લીન પણ થાય. ભાવાર્થ સમજવા પછી તેમને નમાઝમાં એ લુત્ફ આવશે જેના તે ખ્વાહિશમંદ છે. હિંદના તે અલિમો જેઓ હમેશા ચર્ચા અને વિવાદમાં રચ્યા પચ્યા રહે છે, તેઓ થોડાક વરસ આવો પ્રચાર કરે તો તે મુસલમાનોની ક્રાન્તિ અને જાગ્રતિના કારણ રૂપ બનશે. પારસી ભાષા શીખનારા અગર અરબી ભાષા પણ શીખે તો દીન અને દુન્યાનો ફાયદો ઉપાડશે. અગર તમને કુરઆન મજીદથી મુહબ્બત છે, તેના પ્રત્યે માન છે અને શ્રદ્ધા કાંઇ છે, તો અરબી ભાષાનું જ્ઞાન પણ મેળવો, જેથી તમે તેની અસલી અને ઝરૂરી હકીકતોથી આગાહ થઇ શકો. અને જ્યાં સુધી તમે આ કામમા ફતેહમંદ નિવડો ત્યાં સુધી, એ કોશિશ જારીજ રાખો. જો તમે એટલું કરી શકયા તો તમારી અજ્ઞાનતા પણ ટળશે અને અંધાપો પણ અને તમે હકીકતમાં એક બળવાન પ્રજા તરીકે દુનિયામાં ઉંચું મ્હોં રાખવાના કાબિલ થશો.

જગતની મહાન કિતાબ ઉપર—

# આછી દ્રષ્ટિ

લખનાર :
બી એ. કે શીવાણી "ખામોશ"
કુતિયાણા

હઝાર બાર બશોયમ દહન બ મુશ્કો ગુલાબ;
હનોઝ નામે તૂ ગુફ્તન કમાલે બેઅદબી.

મુશ્ક અને ગુલાબથી હઝાર વખત મોઢું સાફ કરીને પછી પણ જેનું નામ લેવામાં બેઅદબી થવાનો સંભવ હોય, તેના જીવન ચરિત્ર વિષે આપણા જેવા અજ્ઞાન અને અપવિત્ર માણસો લખી પણ શું શકે? અરે! તેની ઝિન્દગીના મર્મ તો ખુદ પાકપરવરદિગારે, પોતાના પાક પુસ્તક [કુરઆનેમજીદ] માં ખુદ ઝાતે ચરિત્રકાર બની વર્ણવ્યા છે. જેની સચ્ચાઇ આજે ચૌદ સો વરસ થયાં જગ ઝાહિર છે, અને તે એવી તો પવિત્ર વસ્તુ છે, કે તેની ઇઝઝત કરવામા જગતના મહારાજાધિરાજોપણ પોતાની ઇઝઝત માને છે.

ચૌદા સો સાલસે રોશન હય સદાકત મેરી;
મૈં હૂં કુરઆન, મુનઝ્ઝલમ હય શરાફત મેરી.

અને એશિયા કે યુરોપમાંજ નહિ, પણ તે સર્વત્ર સત્તા ચલાવે છે. વળી તેને કેવળ મુસ્લિમોજ નથી માનતા પરંતુ અન્યોની જીભે પણ તેની કીર્તિ મવજૂદ છે.

એક મુસ્લિમ નહીં દુનિયામેં સનાખ્વાં મેરે;
બલ્કે ગયરોંકી જબાં પરભી હય મદહત મેરી.

આજે જગતમાં જે સ્ફૂર્તિ નઝરે પડે છે, તે ખરીરીતે તો તેનીજ છે. વળી જોવાનું એ છે કે આજ પર્યંત એક અક્ષર—અરે એક ઝબર પણ તેમાં નથી બદલાયો. કેવો છે આ અટ્ટ પુરાવો તેની સચ્ચાઇનો અને તેની જહાંગીર કશિશનો!

આજ તક એકભી નુક્તા નહીં બદલા મેરા;
જિસકા મૈં હૂં વોહી કરતા હય હિફાઝત મેરી.

અને બદલે પણ કેવી રીતે? જેને મુક્ષિન રાખવાનું વચન જેનું તે છે—તે માલિકેજ આપ્યું હોય, ત્યાં તે સિંધુમાં બિંદુનું ઓછું વત્તું થવું અસંભવિત છે—અશક્ય છે.

ખાક ડાલેસે કભી ચાંદ નહીં છુપ સકતા;
મિટ નહી સકતી મિટાનેસેભી ઈઝઝત મેરી.

# ઇસ્લામ : આવતી કાલનો જગત્-ધર્મ

: લેખક :
દિલાવર

આ મીલાદી મહિનો તેની તમામતર બરકતોને આકારે મૂકી જગતને શું કહી રહ્યો છે આજે? એજ કે વિશ્વવ્યાપી યુદ્ધની જવાળાઓમાં ઝડપાએલું જગત જો આવી કયામતખેઝ જંગોથી ભવિષ્યમાં બચવા માગતું હોય, મનુષ્યના હાથે ચૂંથાઇ અને ચગદાઇ ગએલો મનુષ્ય ખરા અર્થોમાં 'અશ્રફુલ મખ્લુકાત' થવા માગતો હોય તો, તેમણે, સમજે તો આજે, ન સમજે તો કાલે, વહેલાં યા મોડાં, ઇસ્લામની શાન્તિ-ગોદમાં આવવુંજ પડશે. માનવતાનું અને જગતનું એજ આખિરી વિરામ-સ્થાન છે, એજ તેનું સુરક્ષ-ધામ છે, એજ એક એવી મન્ઝિલ છે, જ્યાં ઇન્સાન શયતાની મટી મલકૂતી થઇ શકે છે જ્યાં દુન્યા નારી માટે નૂરી બની શકે છે.

તવારીખનાં એ પાનાં, જે ઇસ્લામી ગૌરવથી, તેની સંસ્કૃતિની ભવ્યતાઓથી, તેના અનુયાયીઓની સદાકત અને શુજાઅતથી ભરેલાં છે, આજે ઇન્સાનીયતથી ફખ્રપૂર્વક કહી શકે છે, કે આજ એ જીવન-આદર્શ છે, આજ એ જીવન-ધ્યેય અને આજ એ જીવન-સિદ્ધિ છે, જે મનુષ્યે હાસિલ કરવી જોઇએ અને હાસિલ કરવા માટે જુસ્તજૂકાર થવું જોઇએ.

વિજ્ઞાનની આંખો આંજનારી ભભકને બાદ કરો અને જુઓ મગરિબી સંસ્કૃતિએ પાછલાં ચારસો-પાંચસો વર્ષોમાં એવું શું કર્યું છે, જેના માટે મનુષ્ય ફખ્ર લઇ શકે. દુન્યામાં શહિન્શાહી ઇસ્લામે પણ કરી છે. પણ બતાવી શકશો કોઇ કે એ માટે આવાં કયામતખેઝ અને તબાહીખેઝ યુદ્ધો લડાયાં હોય? માનવતા એ વખતે જેટલી આબાદ હતી, તેટલી કયારેય પણ થઇ નથી. જે વિજ્ઞાન ઉપર યૂરોપને નાઝ છે, હવે તો તે પણ માનવતા માટે તબાહકારી બની ગયું છે. આજના જંગમાં તેનો જે પાશવી રીતે ઉપયોગ થઇ રહ્યો છે, તે તેની ભયાનકતાની ચકચકતી દલીલ છે.

મગરિબી સંસ્કૃતિ હવે તેની એજ સાધનાઓના હાથે મરી રહી છે, જેના ઉપર તેને નાઝ છે તેને હવે મરવુંજ પડશે. ખુદ ઇન્સાનજાતને નહિ જીવવા દે.

ઇસ્લામ ફરી એકવાર જગત-ધર્મ બનશે. બર્નાર્ડશોની વાણી સાચી પડવાનાં પૂરતાં ચિન્હો જોવાઇ રહ્યા છે. ઇકબાલની એ પેશીનગોઇ પણ સાચી પડવાના આસારો બતાવી રહી છે કે, જગતને દોરવાની જવાબદારી મુસ્લિમો ઉપર આવવાનીજ છે.

મુસ્લિમોએ પોતાના મઝહબની આ બુલન્દી ઉપર ફખ્ર કરવો જોઇએ. તેમની તમામતર વિચારણાઓ એ ઉપરજ કેન્દ્રિત થવી જોઇએ કે, તેઓ આવતી કાલના જગત-સ્વામીઓ છે. મુસ્લિમો એ ભાન જેટલું વહેલું બતાવશે, માનવતાનો સુદિન ફરી એકવાર એટલોજ વહેલો ઉગી નિકળશે.

# પ્રણામ

લેખક માંડવીઆ

પ્રણામ, પ્રણામ!

**અરબના** તે અરણ્યવાસી તપસ્વિને પ્રણામ, એકેશ્વરવાદનો આહલેક જગવી, દ્વૈતવાદનાં જેણે અંધારાં ફેડયા, **સમાનતાની** ધૂણી ધખવી, ભેદભાવના જેણે ભેખડ તોડયા, ગાનબુદ્ધિના મહારોગ મગેરી, વિમાસના જેણે વાવેતર વાર્યા

પ્રણામ, પ્રણામ!

એ માનવ-મૂર્તિને કોટિકોટિ પ્રણામ, **ખલીલ** (અલ)ના આશિર્વાદ 'ને **મસીહ** (અ)ના ભવિષ્યવાદમાં જેનું પ્રાકટ્ય હતું, **ગોકુલવાસી** કૃષ્ણના બંસી-નાદમાં જેના સંદેશા હતા, **ગૌતમબુદ્ધની** ગરવી વાણીમાં જેના આગમન-ગીત હતા, **રામચંદ્રજીની લીલામાં** જેની પધરામણીના પગરવ હતા, '**ફાતિરુસ્સમાવાતે વલ અર્દ**' ના પુનિત શબ્દોમાં જેની જીવન્ત પ્રતિમાના પ્રતિબિંબ હતા.

પ્રણામ, તેને, જગત્ સમસ્ત માટે જે '**કરૂણાનિધાન**' ને '**દયાસ્વરૂપ**' થયો, [illegible] અત્યાચાર અનાચારના રેતાળ રણોમાં જેણે જન્મ ધર્યો, અશાન્તિના [illegible]માં શાન્તિનો જેણે સંદેશ અર્પ્યો

પ્રણામ, જગતના તે રાજકુમારને વિશ્વ સમસ્તમાં ૫૦ કરોડ જેટલી જેની પ્રજા આજે [illegible] કરે છે

પ્રણામ, તે સુંદર સાજનને, યૌવનની ઉમંગભરી રાત્રિઓ જેણે '**હિરા**'ની તિમિર ઘાઢી ગહ્વરોમાં વહાવી, ઇબાદતની અધિકતાથી પોતાના જેણે પગો સુજાવ્યા, શત્રુઓએ પણ જેની '**સદાકત**' ને '**અમાનત**' આગળ માથા ઝુકાવ્યા

પ્રણામ, રૂપના તે અવતારને, સંસાર સમસ્તના સૌંદર્ય જેની ઉપર કુરબાન થયા, સર્વાન્તર્યામીએ સ્વયં જેના મુખચંદ્રમાં પોતાના બ્રહ્મતેજ રેડયા, અરબ-અજમની તે અવન્તો જેના સૌંદર્ય પર મોહિત થઇ, જીવન [illegible] જેમના મૂલ્ય એ છા હતા પતિ પાછળ સતી થવું જેમનો ધર્મ હતો, પિતાની ને પતિની જાયદાદમાં જેમનો હિસ્સો ન્હોતો [illegible] જેમનો અભિમાન ન્હોતો

પ્રણામ, તે અખંડ સ્નેહમૂર્તિને—તે મંગળ જીવનમૂર્તિને, પૃથ્વીના માનવ-પ્રાણીઓ જેના જ્યોતિ-ઝગમગતા પવિત્ર મુકુટના દર્શન કરવા ને જેની અગમ્ય પ્રેમની [illegible] શ્રવણ કરવા આજે પણ હૈયાભેર ઉત્સુક છે

પ્રણામ, તે પૂજ્ય પવિત્ર જગત-જ્યોતિને, ઉંચા ઉંચા આસમાની વિશાળતામાં, મોટા મોટા માર્તંડના રશ્મિ-પ્રભાવમાં, નાના નાના ચંદ્રની ચંદ્રિકામાં, ઘેરી ઘેરી આકાશ-ગંગાની તેજરેખાઓમાં, ઉન્નત [illegible] પર્વતોમાં

પડેગ બર્યાં, પોતાના નિર્મળ આચરણથી જેણે શાસક-શાસિતના ભેદભાવોના ભુક્કા કર્યા

પ્રણામ, હિદાયતના તે આફતાબને, હિરા-ગિરિની યોગ—ગી ગુફામાંથી જેનો ઉજ્જ્વલ ઉદય થયો, **'લવલાક લમા ખલકતુલ અફ્લાક'**ના વિરાટ—ઊંચા સ્થાનનો જે માલિક બન્યો

પ્રણામ, વસન્તના તે બમૈયાને માનસિક અભાનના ઉપેચાના 'ને દુનિયાના કલેશો કાપવા જે જગ-આંગણે ઉતર્યો, મંગળ-મંજુલ જેના સ્મિત-બુંદે ઉભય જગતે નૃત્ય કર્યો, આ જ જેના આંગળી-ઈશારે ચંદ્રના બે ટુકડા થયા

પ્રણામ, અરણ્યવાસી એ અનમોલાને જેની મહેરીઓ ચાન્નો પે જે શહેનશાહ હતો, **ખાતૂને જન્નતનો** જે વ્હાલો પિતા હતો, શહીદ ગીર **હસન હુસયનનો** જે નેહ-ઘેલો નાના હતો

પ્રણામ સાદાઈ—ના એ મૂર્તિને, પેટ-પૂર ન કરી જે ભોજન જમ્યો, રેશમ—મુલાયમ બિછાને ન કદી જેણે આરામ કર્યો. જિનના ધર્મ દ્વાર જે વણ-નોતર્યો ખોટો હંમેશ સદાયે જેના દયાનો સાગર ઉછળતો, દુશ્મનો ઉપર પણ સદાયે જેણે ક્ષમાનો અમૃત ઢોળ્યો. ચરણ—ચૂમતી બાદશાહતને પણ જેણે ઠોકરે મારી, વફાત સમયે ઘરમાં દીવો પણ ન મળે એવી જેણે ગરીબાઈ સાધી, જીવનની પ્રત્યેક ઘડી જેણે ઉમ્મતના ઉદ્ધાર—અર્થે વાપરી, જન્મ લેતાં જ જેના મુખ—મુખડે 'ઉમ્મત' આવી, અંતકાળ સમયે પણ જેના હૈયેથી 'ઉમ્મત' ન વીસરી, કયામતના દિવસે પણ "ઉમ્મતી ઉમ્મતી"ના નાદ જગવવાની જેણે આશાઓ આપી

પ્રણામ, કોટિ કોટિ પ્રણામ, તે પ્રભુ-પ્યારા માનવ-મહાને! નમસ્કાર, અધિકાધિક નમસ્કાર, એની રૂપાળી નગરીને, જેના દર્શન કરવા મ્હારા હૈયે અભિલાષા માચી રહ્યા છે

પયગંબરવાસી પિયા! મ્હારા ગરીબ હૃદયના હૃદયરંજન! સ્વીકાર કરો દાસાનુદાસ ચરણ-રજના આ પ્રણામનો! તમે—કેવળ તમે જ એના તોફાન જીવનના આધાર છો ને! લાંબા—અતિ લાંબા સમયથી તમારા દર્શનની કેવળ એક જ આશા એને હૈયે રમે છે. દયાનિધાન! ગરીબની એ આશા ક્યારે મ્હોરાવશો?

તમારા ચરણોની એ ચંપી કરશે, તમારા માથામાં એ તેલ નાખશે. તમારી—પાનીઓ એ હોંશે હોંશે ચૂમશે, તમારી ચરણ—ધૂળિનો સુરમો એ આંખે આંજશે.

અને, કૃપાળુ! એ જ તો, એનો મુક્તિ-માર્ગ છે ને?

---

* અઝીઝહસન બકાઈ સાહિબના એક ઉર્દૂ મઝમૂન ઉપરથી—[illegible]

# ચાર ચિરંજીવી પ્રકાશનો

## હિન્દનું મુસ્લિમ રાજકારણ

§ 'સ્વદેશી નાઝીવાદ' તરીકે ખુલ્લું 'તોહમતનામું' પુકારતું ગર્જતું અગ્નિ-પુસ્તક.

§ એમાં મુલકના મુક્તિજંગમાં મુસલમાનોએ આપેલી કીમતવાન કુરબાનીઓનો કડીબંધ ઇતિહાસ સંઘરવામાં આવ્યો છે.

§ અખબારોમાં અવલોકન એ પહેલાં જ એની પહેલી આવૃત્તિ ખતમ થઈ ગઈ એજ બતાવે છે કે દેશમાં અને પરદેશમાં એણે ગજબનાક દિલચસ્પી પેદા કરી છે.

કીમત એક રૂપિયો
પોસ્ટેજ પાંચ આના

## પાકિસ્તાન

¶ આ કિતાબમાં હિન્દના વિભાગીકરણની યોજનાનું-કુરઆનની રોશનીમાં અવલોકન અને વિવેચન કરવામાં આવ્યું છે.

¶ પાકિસ્તાન શું, કેમ અને શા માટેની એમાં સમ્પૂર્ણ સમજણ છે.

કીમત છ આના — પોસ્ટેજ ૭ પૈસા



## મુસ્લિમ લીગનો ઇતિહાસ

§ મુસ્લિમ-લીગની સ્થાપનાથી માંડીને એની ૧૯૪૦ની મશહૂર લાહોરી બેઠક લગીના લીગ-જીવનનો સળંગ, આંકડા અને બાતમીઓથી ઓતપ્રોત ઇતિહાસ.

§ એમાં ૩૫ વર્ષના લીગી ચળવળના ગાળા દરમિયાન મુસ્લિમ-હિન્દ સામે આવી ઉભેલા મજહબી અને સિયાસી સવાલોની બારીકાઈપૂર્વક છણાવટ પણ કરવામાં આવી છે.

§ એની પ્રસ્તાવના 'મુનાદી' સાહિબે લખી છે.

કીમત બે રૂપિયા
પોસ્ટેજ ત્રણ આના

## હિન્દનું મુસ્લિમ બંધારણ

• નિશાદ સાહિબે એડિટ કરેલી આ કિતાબમાં લીગના લાહોરી ઠરાવ પર જુદા જુદા હિન્દુ, મુસ્લિમ, અંગ્રેજ લેખકોના સંશોધન અને મનનપૂર્વક લખાએલા લેખો સંઘરવામાં આવ્યા છે.

• એની પ્રસ્તાવના ખુદ કાઇદે આઝમે લખી છે.

કીમત આઠ આના — પોસ્ટેજ બે આના

[ કેટલાક હમદર્દ ભાઈઓ અને અન્જુમનોએ માલી મદદ આપેલી હોવાથી આ ચારે કિતાબો પડતર કીમતે જ આપવામાં આવે છે ]

**ઇકબાલ પ્રિન્ટરી • કુતિયાણા**

# ગરીબ દુનિયાનો ગરીબ નેતા

અનુવાદક : જનાબ 'ફાની' સાહિબ

દુનિયામાં સુલતાનો, અમીરો અને મુડીવાદીઓ આંગળીઓ પર ગણી શકાય છે. બાકી જેટલા માનવીઓ પૃથ્વી પર વસી રહ્યા છે, એમની ગણના ગરીબોમાં થાય છે. પૃથ્વીની આબાદી, શાંતિ અને ખુશાલીની નિર્ભરતાનો સાચો સિદ્ધાંત ગરીબો સાથે શું સલૂક કરવામાં આવે, એ છે : જાતિ, રાજ્ય, ધર્મ અને શાસનની સામે

ગરીબો સાથે નમ્ર વર્તણુક, હમદર્દી, વાત્સલ્ય અને ઔદાર્ય દાખવવાનો આદેશ આપવો સરળ છે. દુનિયાનો દરેક ફિરઓન, નમરૂદ, હામાન, કયસર, ઝાર, હિટલર અને મુસોલીની પોતાને ગરીબોનો સહાયક જણાવે છે અનાથોનો બેલી, વિધવાઓ અને નિરાધારોનો મિત્ર અને લાગણી ધરાવનાર જાહિર કરે છે વાક્યોનો ઉપયોગ વસ્તુતઃ સરળ છે. જિવ્હાથી દાવો કરવો એ પણ મુશ્કિલ નથી. અને કાગળ પર પ્યાર અને હમદર્દીમાં ડુબેલા શબ્દો લખી નાખવા એય સહેલુ છે, પરન્તુ જીવનની પ્રત્યેક પળોમાં, પ્રકારોના ક્ષેત્રમાં, ગફલત અને ગર્વની ઘડીઓમાં વાચિક દાવાઓ પ્રમાણે કર્તવ્યમય જીવન વ્યતિત કરવું બહુ કઠણ છે

હઝરત મુહમ્મદ (સલ)ની મૂળ ઉદારતા એ છે કે આપે વિધવા, દરિદ્ર, અનાથ, પ્રવાસી અને નાદારની હિમાયત માત્ર વાચાના ઉચ્ચારોથી જ નથી કરી, બલ્કે આપે એવા અમલી દૃષ્ટાંતો રજુ કર્યાં છે કે આપનો નમ્ર વ્યવહાર અહોનિશ મઝલૂમો અને નિર્દયતાના પીડિતો માટે વાત્સલ્ય, રાહતના વિશાળ માર્ગો વધારતો રહેશે, મનુષ્યની જીવ્હા પર જ્ઞાન અને ઈતિહાસના શબ્દો જારી છે ત્યાં સુધી

## ગરીબોની હિમાયતનો અર્થ શું?

આ પ્રશ્ન પર જ્ઞાનની દૃષ્ટિએ વિવાદ કરવો અનાવશ્યક છે અલબત્ત, રસૂલેપાકના પુનિત ચારિત્રમાંથી થોડાક સંકલિત બનાવો રજુ કરવા અસ્થાને નથી. આશા છું કે આ બનાવો ગરીબ ઉમ્મતને માટે સંતોષના કારણભૂત થશે

## ગરીબ ઘરનો દિપક

હઝરત મુહમ્મદ [સલ] અનાથ જન્મ્યા. ખુદાએ, આપને એક દિવસ પણ પિતાશ્રીની વત્સલતાનો લ્હાવો લેવાને અવકાશ ન આપ્યો આપ જો પિતાના ખોળામાં નચિંતાઈની ઝિંદગી પ્રાપ્ત કરી ચેત તો? તો લાખો-કરોડ દરિદ્રો અને અનાથોને આપના નેતૃત્વથી જે માન અને આરામ મળ્યા, એનો કર્તવ્ય-માર્ગ ન નખાત.

## ગરીબ ધાવનો બાળક

હઝરત મુહમ્મદ [સલ]ને દૂધ પીવડાવવાનું અભિમાન બીબી હલીમાને ભાગ્યે આવ્યું. હલીમા બધી ધાવોમાં સર્વથી વધુ ગરીબ હતાં. ઇતિહાસથી એ પુરવાર થયું છે.

## ગરીબ કાકાનો ગરીબ ભત્રીજો

હઝરત આમીના અને અબ્દુલમુત્તલીબના અવસાન પછી આપના કાકા અબૂતાલિબે આપના પાલવાનું બીડું લીધું. અબૂતાલિબના દશ પુત્રો હતા અને એ અતિશય દરિદ્રતાનું જીવન વ્યતિત કરી રહ્યા હતા. આજ ગરીબાઇમાં કસનોના શાહ યુવાની સુધી શામિલ રહ્યા.

## ધનિક પત્નીનો ગરીબ પતિ

હુઝૂર [સલ]ના નિકાહ હઝરત ખદીજાથી થયા. હઝરત ખદીજા માલદાર બાનુ હતાં પરન્તુ ઇતિહાસથી પુરવાર થયું છે કે, હુઝુરે પોતાના જાતિ ખર્ચનો ભાર ક્યારેય ખદીજા પર નથી નાખ્યો. અલ્લામા સય્યદ નીઝ મિસરી લખે છે: રસુલુલ્લાહને પિતાના વારસામાંથી માત્ર પાંચ ઉંટ અને પાંચ બકરીઓ મળી હતી, અને આ સામાનની આવક પર આપ પોતાનું જીવન નિર્ગમન કરતા હતા.

## ગરીબ ઉમ્મતનો પયગમ્બર

દરિદ્રતાનો આ ક્રમ પયગમ્બરે કરવામાં જાતિ બનાવી પર અટકતો નથી. એ પણ વિચિત્રતા છે કે આરંભમાં આપને જે ઉમ્મતના નબી બનાવવામાં આવ્યા એ પણ ગરીબ જ હતી. અમીરો આપનો ઉપહાસ કરતા હતા. કુરેશ અમીરોએ આપને એક સભામાં આમંત્ર્યા અને સિફારશ કરી: અય મુહમ્મદ! અમે તમોને ખુદાના સાચા રસૂલ માનીએ એવું જો તમે ઇચ્છો છો તો ખુદાને પ્રાર્થો કે એ અમારા શહેરમાં નીરીઆ અને ઇરાક જેવી નહેરો જારી કરી દે, અને એમ પણ નહિ તો પોતાને માટે સામાન કરો, જેથી બગીચા બની જાય, સોના મોના મહેલો ઉભા થઇ જાય અને તમારા ભંડાર સોના ચાંદીથી ભરાઇ જાય, જેથી તમે બજારમાં જવાની, સાદું કરવાની અને આજીવિકા શોધવાની તંગી અને જહેમતથી મુક્ત થઇ જાઓ.

હુઝૂર [સલ] તાઇફમાં તશરીફ લઇ ગયા તો ત્યાં પણ તાઇફના સરદારોએ આપની સામે અમીરી અને ગરીબીનો પ્રશ્ન મૂક્યો. તેઓ કહેવા લાગ્યા: શું ખુદાને તમારા સિવાય બીજો કોઇ શખસ ન મળ્યો? તમને તો ચઢવાને સવારી પણ મળતી નથી. ખુદાની ઉપર જો પોતાનો પયગમ્બર બનાવવો હોત તો કોઇ હાકિમ યા સરદારને બનાવત.

હાકિમો અને સરદારોની આ ની ઝોરી હતી પરંતુ? પરંતુ ગરીબોએ એક દિવસ પણ આપ [સલ]ની મશ્કરી નથી કરી. એમના હૃદયો ગરદન અને ગર્વના પાપોથી પવિત્ર હતા. જ્યારે તાઇફ અને મક્કાના

સરદારો હુઝુર [સલ] પર છીંટા અને પત્થરો વરસાવી રહ્યા હતા ત્યારે આપની સાથે ગરીબોનો સમૂહ હતો ગરીબોએ આપ (સલ)ની મિત્રતામાં જે કષ્ટો સહન કર્યાં છે એને ક્રમશ વર્ણવવાને સ્થાન નથી હઝરત બિલાલ, હઝરત અબૂફુકૈહા, હઝરત સુહૈબ, હઝરત અમ્માર, હઝરત યાસિર, હઝરત લબીના અને હઝરત ઝેનીની અત્યાચાર પીડાના પ્રકારો 'સીરતે નબવી'ના વાચકો જાણે છે

### મક્કાનો ગરીબ

જન્મથી મધ્યાવસ્થા [નબૂવ્વતનો ઝહૂર સુધી] આપે જે જીવન વ્યતિત કર્યું, એ ગરીબ હતું પયગમ્બરીના દાવા પછી આપનો સંગાથ કરનાર લોકોમાં પણ મુખ્યત્વે ગરીબો જ હતા આ બે વસ્તુઓએ આપ [સલ] પર એ અસર કરી કે ક્યારેય આપ દરિદ્ર જીવનથી અલાહેદા ન થયા

### ગરીબોની મસ્જિદનો ઇમામ

મદની જીવનમાં પણ આ દરિદ્રતાનો ક્રમ કપાયો નથી મદીના મુનવ્વરામાં આપ [સલ]નું સૌથી પહેલું કાર્ય મસ્જિદે નબવીના ચણતરનું છે ચણતર શરૂ થયું એકે જગતના શહેન્શાહ પણ મજૂરોમાં શામિલ હતા આપ પત્થરો ઉપાડતા હતા, માટી ખોદતા હતા પત્થરો એટલા ભારે ઉપાડતા કે આપનું મુબારક શરીર લચકાઇ જતું મિત્રો કહેતા હુઝુર! અમારા માબાપ આપ પર વારી જાય આપ મૂકી દો અમો ઉપાડી લઇ જશું આપ ફરમાવતા ઠીક સારૂ પરન્તુ થોડી જ વારમાં ફરી પાછા એટલા વજનનો પત્થર ઉપાડતા અને મજૂરોમાં શામિલ થઇ જતા

આ શું મસ્જિદ હતી? નહિ આ તો ગરીબના ઐક્ય અને સાદાઇનું રત્ન હતું એનું છાપરૂં જ ખજૂરની છાલનું હતું. વરસાદ થતો હતો ત્યારે મસ્જિદ માટે સુકી જમીન બાકી નોતી રેતી

# અસ્સલામુઅલયકુમ

અનુવાદક **મુહમ્મદ હાજી અ. લતીફ બુકાણી** કુતિયાણા

પયગમ્બરે ઇસ્લામ (સલ.)નું કથન છે કે મુસલમાનો જ્યારે આપસમાં મળે તો એકબીજાને 'અસ્સલામુઅલયકુમ' કહે. અસ્સલામુઅલયકુમ કહેવાથી મુસલમાનોમાં પરસ્પર મુહબ્બત વધે છે.

હઝરતે કાએનાત (સલ.) જ્યારે બહાર તશરીફ લઈ આવતા તો રસ્તામાં નાના-મોટાઓને 'અસ્સલામુઅલયકુમ' કહેતા. બાઝારમાં યા રસ્તામાં જ્યારે કોઈ મુસલમાનને જોતા તો અસ્સલામુઅલયકુમ કહેવાની પોતે જ પહેલ કરતા. સહાબા (રદિ.) જ્યારે થોડીક જુદાઈ પછી પણ આપસમાં મળતા તો એકબીજાને અસ્સલામુઅલયકુમ કહેતા. હદીસ શરીફમાં આવ્યું છે કે અસ્સલામુઅલયકુમનો જવાબ વધુ સારા શબ્દોમાં વાળો. પહેલા સલામ કરનારો 'અસ્સલામુઅલયકુમ' કહે તો જવાબ દેનારે 'વઅલયકુમુસ્સલામ વરહમતુલ્લાહ વ બરકાતહુ' કહે.

સહાબા [રદિ.]ના વખતમાં અસ્સલામુઅલયકુમ કહેવામાં પહેલ કરવાનો ખ્યાલ નાનપ-મોટપ યા એ હદ કે કોનત ઉપ-ન્ડેનો કોણ શેઠ છે અને કોણ નોકર, કોણ દૌલતમંદ છે અને કોણ ગરીબ, કોણ નાનો છે અને કોણ મોટો એ જોયા વગર સહાબા [રદિ.] દરેક નાના-મોટા માણસને સલામ કરતા હતા. પરન્તુ કમનસીબે મુસલમાનોએ જ્યાં ઇસ્લામની બીજી ઘણી સારી વાતોનો ત્યાગ કર્યો છે, ત્યાં અસ્સલામુઅલયકુમ કહેવાની સુન્નતને પણ તેઓ ભૂલાવી બેઠા છે. બીજી કોમોની દેખાદેખીએ દંડવત કરવાની આદત પડી. અસ્સલામુઅલયકુમની જગ્યાએ બંદગી, તસ્લીમાત, સાહેબજી, આદાબ-અર્ઝ વગેરે શબ્દો વપરાવા લાગ્યા. ઉમર, દરજ્જો દૌલત અને ઇઝઝતનો સલામ કરતી વખતે ખ્યાલ પયદા થયો. ગરીબ અમીરને, વાણોતર શેઠને, શાસિત શાસકને સલામ કરે એ ફરજિયાત હતું. મોટા માણસોએ સલામનો જવાબ આપવા માટે માત્ર આંગળી યા હાથના ઇશારાને જ કાફી ગણ્યું. જો કોઈ તાબાનો માણસ પોતાના ઓફિસરને, નોકર શેઠને અને ગરીબ અમીરને સલામ ન કરે તો તે ઉદ્ધત અને બેઅદબ લેખાય છે.

આ બધી વાતો સુધારવા માગે છે

# અંતિમ રસૂલ (સલ.)ની

# અજોડ અમરતા


• લેખક :

જનાબ અબ્દુર્રહમાન 'અસીર' સાહિબ


કુરઆને હકીમનું વર્ક વર્ક અને વાકયે વાકય નબીયે અકરમ [ સલ. ]ના અનુવર્તન અને એમના અનુસરણનો આદેશ અને ઉપદેશ આપે છે, અર્થાત "અતિઊ" અને "તબિઊ"ની તઅલીમ–તાકીદથી કુરઆને હકીમનો કોઈ ભાગ અને ભાગનો કોઇ વિભાગ વિમુખ કે વંચિત નથી. અવનવી અને નવતરી વર્ણનશૈલીમાં કુરઆન પોતાના આ આદેશનુ સૂચન અને સ્પષ્ટીકરણ કરે છે

પરંતુ સવાલ એ છે કે : જે રસૂલના કાળ પર કાળાંતરનાં પડો પથરાયા હેય, તેમનુ આજ્ઞાપાલન અને અનુસરણ કરવુ તે શા રીતે?

ગાલિબ ન, આજ પ્રશ્નના ઉકેલ માટે 'મીન્તો' મર્જાય છે, 'અગ્નિ' ચીતરાય છે અને 'બાઇકો' લખાય છે

વિશ્વ સમસ્તના ગમે ત્યાના અને

ગમે ત્યાંના 'ચરિત્ર નાયક'ના "ચરિત્ર"નુ ચિન્તન કરો કે઼ઈ કાળના કે કોઇ વિભાગના ચરિત્ર–નાયકનુ "ચરિત્ર" લોકવાયકાઓ અને દંતકથાઓથી કોરૂ અને વિહોણુ નહિ હોય–અને નથી જ. અર્થાત 'ચારિત્ર્ય ઘડતર' માટે 'ચારિત્ર્ય–નાનિમ' પાસે "ચારિત્ર્ય ઘડવૈયા"ને દેખવા ને જાણવા કેવળ લોકકથાઓ જ અને ગામગપ્પા જ હોય છે

અને એ તો સાવ ઉઘાડી જ વાત છે કે 'લોકકથાઓ' અને 'વાર્તાકાસ્તાનો' "વિશ્વાસ"ને વરતા નથી, એટલે તેમના પર 'યકીન"ની મુહર મિલ્બત થઇ શકતી

'અસીર' સાહિબ ઉર્દૂ સાહિત્યના એક અચ્છા અભ્યાસી છે. ગુજરાતી ભાષા ઉપર પણ સારો કાબૂ ધરાવે છે; પરન્તુ જેટલું વાંચે છે તેટલું લખતા નથી. વાંચવા જેટલો જ જો લખવાનો શવક હોય તો, બેશક, અમર રહી જાય એવું સાહિત્ય સર્જવાની તેમની પાસે મૂડી અને શક્તિ છે. હાલમાં તેઓ મેમણ કવમના ઇતિહાસનું સંશોધન કરી રહ્યા છે. અહિં રજુ થતા તેમના લેખ પરથી તેમના વિશાળ વાંચન અને ઊંડા અભ્યાસનો કંઈક અંશે અન્દાઝો થઇ શકશે.

પ્રજાકીય જીવનની હોય કે પોતીકા જીવનની–
એવી નથી કે જે ગ્રંથકર્તાઓએ સાચવી
અને સંઘરી ન હોય

અને અહિં–આ જીવનમા ' પોતીકુ ' અને ' પારકુ ' કશુ જ નથી, કશુ જ હોઈ શકતુ પણ નથી. આગળ ઉપર કહેવાયુ છે તેમ, ' રસુલ જીવન ' જ ' માનવ જીવન ' હોય છે. ભૂલાયેલી અને વિસરાયેલી, ના, બલ્કે મરી ગયેલી " માનવતા "ને પુનઃ જીવંત કરવા અને જગે જીવતી રાખવા રસુલ જગે અવતરે અને આવે છે

અને તેથી જ કુરઆન અનુયાયીઓએ આ બધુ ' તકલીદન ' નથી લખ્યુ–અનુયાયીઓ લખે છે તેમ, બલ્કે આ સર્વ કાંઈ ' તનકીદન ' લખ્યુ છે–ટીકાકારો લખે છે તેમ, અને તેટલા જ માટે તેમને એના અગ્રેજના કથનાનમાં સાડા ચાર લાખ માનવીઓને જીવતા કરવા પડયા છે

અને તે કેવી રીતે ? તેઓ કોણ હતા, કયાના હતા, કેવા હતા, કેવડા હતા, તેમણે કેવી પાસેથી સાભળ્યુ, કયા સંજોગોમા અને કઈ સ્થિતિમા સાભળ્યુ અને સાચવ્યુ આયા, તે સાભળવાને પાત્ર પણ હતા ? અને સાભળ્યા પછી સાચવવાને લાયક પણ હતા ? આવી આવી અને આટઆ વી ' છણાવટ ' પછી રસુલ [સલ.]નુ " અનુપમ જીવન " લખાયુ અને રચાયુ છે

જગતમા જીવી ગયેલી કે જીવી રહેલી કોઈ એક પ્રજા પણ પોતાની " વિભૂતિ "ને આમ " અમર " બનાવી કે " જીવંત " રાખી શકી નથી અને રાખી શકતી પણ નથી

× × ×

બેશક, મુસલમાનોએ તે કર્યું છે, જે જગતે નથી કર્યું અને જગત નથી કરી શકતુ.

પરંતુ આ બધુ કર્યું છે તે મુસલમાનો ન કરત, અને માનવાને ઘડીભર માની લ્યો કે ( કરવા છતા ) નથી કર્યુ, તો પછી, " અનિફ " અને " તમિઝ "ના કુરઆન આદેશને અપનાવવા અને અંગીકારવા જગત પામે શુ હેત ? રસુલ (સલ)ને જગત કેમ પિછાનત ? કયાથી પામત ?

યકીનન, ના પણ અને ત્યારે પણ આ કુરઆન આદેશને અપનાવવા અર્થાત આ " અનુપમ જીવન "ને અનુસરવા જગત પામે બધુ જ હોત, કારણ કે કુરઆન " અલ–હમ્દ "ની " અલિફ "થી " વન્નાસ "ની " સીન " સુધી રીતે રસુલ છે અને રીતે રસુલ ' નખશિખ ' કુરઆન છે અહિ એકમેકથી એકે નોખું કે નવું નથી, નવુ કે નોખુ હોઇ શકતુ પણ નથી.

અને આ માત્ર આસ્તિકની આસ્થા જ કે અકીદતમંદની અકીદત જ નથી. કુરઆન પોતે જ કહે છે " જે તારી તરફ વહી

કરવામાં આવ્યું છે, જેમ, તેને જ તું દઢતાપૂર્વક જીવનધ્યેય બનાવ" [ ઝુખરૂફ ]

અને કુરઆન જ રસૂલ [ સલ ]ને જમાને હુકમ આપે છે "જે મારી તરફ વહી કરવામાં આવ્યું છે તે સિવાય હું અન્યને અનુસરતો નથી" [ અહકાફ ]

અને એક સવાલના જવાબમાં સાક્ષી આપતા રસૂલ-પત્ની સિદ્દીકહ [ રદિ ] ફરમાવે છે: "રસૂલનું આચરણ કુરઆન સિવા અન્ય કંઈયે નહોતું." ( હદીસ )

અને હા "પયગામ"ની સત્યાસત્યની પરીક્ષા માટે પણ પયગામ-બરની પિછાન જરૂરી હોય છે, અને અહિ-આ વિષયમાં પણ કુરઆન અને કુરઆન લાવનાર રસૂલ [ સલ ]જ 'એકલા' અને 'અજોડ' છે અર્થાત જગતભરના 'ધર્મ-પુસ્તકો'માંથી કોઈ એક 'પુસ્તક' પણ પોતાના લાવનારના 'ચારિત્ર્ય'ને બતાવતો નથી, બલ્કે તે વ્યક્તિઓ-જે 'ધર્મ સ્થાપકો' ગણાય છે-દરઅસલમા કોણ વ્યક્તિઓ હતી પણ, એ જ એક શંકાસ્પદ સવાલ થઈ પડે છે જ્યાં આવી સ્થિતિ હોય, ત્યાં 'અનુવર્તન' અને 'અનુસરણ'ની વાત જ ક્યાં રહે છે જે?

અને વળી ખુદ એજ 'પુસ્તકો'નું કૌમાર્ય ક્યાં શંકા મુક્ત અને સુરક્ષિત છે જે? પોતાને લાવનાર માટે સાક્ષી-સબૂત શું બને, જ્યાં પોતાનું જ સબૂત શંકાશીલ હોય ત્યાં?

અહિ પણ આ આ માની જવું ઘટે, કેવળ કુરઆન એક જ એવો ગ્રંથ છે, જે સર્વ રીતે ઇન્સાની હાથોથી અછૂતો અને મહફૂઝ છે અને કુરઆનની 'અખંડતા' અને 'અમરતા' એકલા કુરઆન-આસ્તિકો જ આપતા નથી, કુરઆન-નાસ્તિકો પણ અહિ કુરઆનને નમન કરે છે.

જ્યાં કુરઆન અખંડ અને અમર છે ત્યાં તેની સાથે સંકળાયેલું અને વણાયેલું 'જીવન'-રસૂલ જીવન પણ અમર છે, અને તેથી જ ઇસુની સાતમી સદીમાં મક્કા અને મદીનાની ગલીઓમાં જેવી રીતે અને જેટલી સમીપતાથી એ અનુપમ જીવન જોઈ અને જાણી શકાતું હતું તેવી જ રીતે અને તેટલી જ સમીપતાથી આજે-અત્યારે-ઇસુની વીસમી સદીમાં પણ અહિ તથા જ્યાં જ્યાં કુરઆન પહોંચ્યું છે [ અને કુરઆન ક્યાં નથી પહોંચ્યું જે? ] એ દિવ્ય જીવન જોઈ અને જાણી શકાય છે.

# આદર્શ રસૂલ (સલ.)નું
# આદર્શ જીવન

લખનાર :
જનાબ સિરાજુદ્દીન કુરયશી, અલ-હાશિમી
મેનેજર : સ્ટેટ પ્રેસ, જુનાગઢ.

"નામૂસે-મિલ્લત" તરફથી ઈદે મીલાદ પ્રસંગે પયગમ્બરે ઇસ્લામ (સલ.)ના જીવન પ્રસંગો ઉપર જુદા જુદા લેખો પુસ્તકાકારમાં પ્રગટ કરવાનો એલાન કરવામાં આવ્યો છે, તે જાણી ઘણો આનંદ થયો. કાગળની કારમી મોંઘવારી પ્રસંગે આ સાહસ માટે હું "નામૂસે-મિલ્લત"ના સંચાલકોને ધન્યવાદ આપ્યા વગર રહી શકતો નથી. કલમી સેવાની ધગશ ધરાવનારાઓ કારમી મોંઘવારી કે કટોકટીના પ્રસંગથી ડગી શકતા નથી. ઉત્સાહી યુવાનોના શબ્દકોષમાં નાહિમ્મતીના શબ્દોને સ્થાન નથી. જેને સેવા કરવાની છે, તેને માટે દરેક માર્ગ ખુલ્લા છે.

રસુલે કરીમ [સલ.]ના જીવનચરિત્રથી જગતની અન્ય કોમો, અને તેમાંએ વળી મુસલમાનોને વાકેફ કરવાની ખાસ જરૂર છે. લાખો મુસલમાનો એવા હશે, જેઓ આજ સુધી નબીએ કરીમ [સલ.]ના જીવનચરિત્રથી સંપૂર્ણપણે વાકિફ નહિ હોય. ગુજરાત-કાઠિયાવાડના મુસ્લિમ બંધુઓની ભાષા ઘણે ભાગે ગુજરાતી હોવાથી તેઓ ઉર્દુ પુસ્તકોનો લાભ ઉઠાવી શકતા નથી, એટલે પયગમ્બરે ઇસ્લામ [સલ.]ના જીવન પ્રસંગો ગુજરાતીમાં પ્રગટ કરી આખા ગુજરાત-કાઠિયાવાડમાં બહોળા પ્રમાણમાં છૂટે હાથે વહેંચવાની ખાસ અગત્ય છે, જેની કોઈ સાથીએ ના પાડી શકાય તેમ નથી.

રસુલે કરીમ [સલ.]ના જીવન પ્રસંગો આજના કટોકટીના સમયમાં માર્ગદર્શક થઈ પડે તેમ છે. મુસલમાનો આ જીવન પ્રસંગોને વાંચ્યા પછી તે ઉપર ચુસ્તપણે અમલ કરે–અપનાવે તેની ખાસ જરૂર છે. હાલની તકે જો મુસ્લિમ બંધુઓ પયગમ્બરે ઇસ્લામ (સલ.)ના જીવનચરિત્રને પોતાની આંખો સામે રાખી, આપે [સલ.] બતાવેલા સિદ્ધાંતો મુજબ અમલ કરે તો તેઓ આજે પ્રવર્તી રહેલી દરેક આફતોમાંથી ઉગરી શકે તેમ છે. રસુલે કરીમ [સલ.]નું અદ્ભુત અને અનુકરણીય જીવન આખા જગત માટે આજે મનન કરવા યોગ્ય છે. જગતને તેમાંથી શાન્તિ, એકતા, ઉદારતા, દયા, સાદગી વિગેરેના અનેક મહાન બોધપાઠો અવશ્ય મળશે.

હ. મુહમ્મદ [સલ.] ફકત એક ધાર્મિક પયગમ્બર જ ન હતા, બલ્કે જગતમાં જમહુરિયતના પ્રથમ પ્રચારક, જગતના મહાન મઝદુર નેતા, વિશ્વશાન્તિના પહેલા ઉપાસક, જગતના મહાન ફિલોસોફર, જગતના અજોડ સેનાપતિ, જગતના મહાન નમુનેદાર બાદશાહ અને સાદગીના મુજસ્સમ નમુનારૂપ હતા.

આજે જગત શાન્તિ, સાદગી, દયા અને જમહુરિયતની ખોળ કરી રહ્યું છે, પરંતુ તેઓને સાચો માર્ગ જડતો નથી. પણ જો તેઓ પયગમ્બરે ઇસ્લામ [ સલ. ]નું જીવન-ચરિત્ર બરોબર વાંચે–મનન કરે, તેમજ તેના ઉપર ચુસ્તપણે અમલ કરે, તો તેઓ જે ચ્હાય છે, તે એક જ પળમાં મળી શકે તેમ છે.

મુસ્લિમ બંધુઓએ રસુલે કરીમ [ સલ. ]નું જીવનચરિત્ર વાંચ્યા પછી સુબ્હાનલ્લાહ કહી હાથ ઉપર હાથ રાખી બેસી રહેવાનો હવે સમય નથી, પરંતુ તે ઉપર ચુસ્તપણે અમલ કરવાની જરૂર છે. અમલ વગર વાચન નકામું છે જો મુસ્લિમ બંધુઓને અલ્લાહતઆલા સદબુદ્ધિ આપે અને તેઓ આ હઝરત [ સલ. ]ના જીવન પ્રસંગો ઉપરથી એક પ્રોગ્રામ બનાવી, તે ઉપર અમલ કરવાની શરૂઆત કરી દે, તો તેઓ જોતજોતામાં જગતની દરેક આફતો અને મુસીબતોની આસાનીથી મુકાબલો કરી શકશે.

મને આશા છે કે "નામુસે–મિલ્લત" તરફથી પ્રગટ થએલા આ પુસ્તકનો મુસ્લિમ બંધુઓ પુરેપુરો લાભ ઉઠાવશે.

હું ફરીથી "નામુસે–મિલ્લત"ના કાર્યવાહકોને તેઓની આ સેવા બદલ ધન્યવાદ આપું છું, અને દુઆ કરું છું કે, અલ્લાહતઆલા તેઓને આ નેક ખિદમતનો નેક બદલો આપે, આમીન.

## —ઇન્સાનુલ કામિલ—

( પૃષ્ઠ ૨૪ થી ચાલુ )

પણ વધુ વ્યાપક ઇસ્લામની ખિલાફતની યોજના છે, જેનો હેતુ ફક્ત આંતરરાષ્ટ્રીય બંધુત્વ સ્થાપવાનો છે.

આજના અર્થશાસ્ત્રીઓનો આંતરરાષ્ટ્રીય સેંકડ દેશમાં વ્યાજની પ્રથાનો પ્રશ્ન ખૂબજ મુંઝવી રહ્યો છે. ઇસ્લામે પ્રથમથીજ વ્યાજ માત્ર હરામ કરેલ છે. આજના અર્થશાસ્ત્રીઓને ઇસ્લામી અર્થશાસ્ત્રના સિધ્ધાન્તોમાંથી ઘણું જાણવાનું મળે તેમ છે.

આજનો સમાજવાદી કે માર્કસવાદી જો ઇસ્લામના ઝકાત અને ખયરાતના સિધ્ધાન્તોનો અભ્યાસ કરે તો તેને માર્કસ કે લેનિનની જરૂર સહેજે નહીં રહેશે.

ઇસ્લામી તત્વજ્ઞાન એટલે ગુઢ કે ગહન નહિ, પરંતુ સીધું અને સરળ. પણ એ ઇસ્લામી તત્વજ્ઞાન આજના નીત્શે કે સોપેનહોવરની ફિલસુફીઓમાંથી જન્મેલ Superman આપણને કદાચ નહિ આપે. આપણે તેની જરૂર પણ નથી. ઇસ્લામી તત્વજ્ઞાન આપણને 'ઇન્સાનુલ કામિલ'નો સંદેશ આપે છે અને એ સંદેશના વાહક સાદા અને સરળ દેખાતા હઝરત મુહમ્મદ (સલ.) 'ઇન્સાનુલ કામિલ' કેવા હોય તેનું આબેહુબ પ્રતિક રજુ કરે છે.

# વિશ્વવ્યાપી ઈસ્લામી સંસ્કૃતિ

: લખનાર :
સાક્ષરશ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ
એમ. એ.

**વિલાયતી** ચશ્મા ધારણ કરી આપણે પૂર્વ ઈતિહાસ જોઈએ છીએ ત્યારે આપણને એવું ચિત્ર દેખાય છે કે મુસ્લિમ એટલે એક હાથમાં તલવાર અને બીજા હાથમાં કુરઆન લઈ ઘુમતો, ગળા કાપનો રાક્ષસ ! આના કરતા ભયાનક જુઠાણું બીજું ભાગ્યે જ જડી આવશે. મુસ્લિમે અલબત્ત આક્રોશથી તલવાર વાપરી છે, અને પ્રત્યેક પ્રજા–હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી, યાહુદી–પોતાના તલવાર બહાદુરો ઉત્પન્ન કરે જ છે; પરંતુ તલવારધારી મુસ્લિમ સિવાય બીજું ચિત્ર ન જ હોઈ શકે, એમ કહેનારને બતાવવું જોઈએ કે મુસ્લિમે બહુ જ શાન્તિથી ઉમદા વ્યાપારો કર્યો છે, અને વ્યાપારી તરીકે તેણે પૂર્વ અને પશ્ચિમની ઓળખાણ જીવંત રાખી છે

વળી જગતભરના વાણિજ્યે નહિ જોઈ હોય એવી મહાન આર્થિક ઉદારતા ઈસ્લામી વાણિજ્યે જગત સમક્ષ રજુ કરી છે. લક્ષ્મી ભાડે આપવી, પૈસાનું વ્યાજ લેવું એ બધાય દેશના અર્થશાસ્ત્રને માન્ય છે; એ સિદ્ધાંત માન્ય નથી એકલા ઈસ્લામને ! વ્યાજ લેવું એ ઈસ્લામ ધર્મ પ્રમાણે હરામ છે; આ મહાન ઉદાર વાણિજ્યના વારસ મુસ્લિમને રાક્ષસ છે એમ કહેવું એ આંખો બંધ કરી સૂર્યને ન ઓળખવા સરખું છે. વ્યાજ ન લેવાની આર્થિક ભાવનામાં વિશ્વબંધુત્વનો એક મહાન સિદ્ધાંત સમાયેલો છે. માનવી એ માત્ર અર્થશાસ્ત્રોના સિદ્ધાન્તો પ્રમાણે રચાયેલું પૂતળું નથી; પરંતુ તે અત્યંત પ્રગતીય કહો કે સામાજિક Socialistic અર્થશાસ્ત્રો પડી, તેને આચારમાં મૂકનાર જીવંત માનવી છે, એમ ઈસ્લામ બતાવી આપે છે.

જે ઈસ્લામ પોતાના નામમાં જ જગત શાન્તિનો અર્થ સૂચવે છે, જેની વિશાળ સમાનતા આજના પ્રજાસત્તાવાદીને પણ આશ્ચર્ય પમાડે એવી, ગુલામમાંથી શહેનશાહ થઈ શકે એવી સમાજરચના થઈ વિકસી શકે છે, જેના અર્થશાસ્ત્રમાં માનવજાતની લોભવૃત્તિના સંકેત સમા વ્યાજનો બહિષ્કાર છે; તે ઈસ્લામ સર્વદા પૂજ્ય છે. અમુક યુગના ગુણદોષને ધર્મના ગુણદોષ ગણવાની આપણે ભૂલ ન કરવી જોઈએ.

---

# ઈશાઅતે સીરતનો મકસદ

મૂળ લેખક : અલ્લામહ અનવારૂલહક સાહિબ B. A., H. P., H. A. કાસિલ

ભાષાન્તરકાર : ઉસ્માન હાજી અ. ગની ભાયલા 'મુશીર'

મવલવી હોય તે મુકર્રિર હોયજ અને મુકર્રિર મવલવી હોય તે જાદુઅસરાં બયાનકાર પણ હોય જ. અલ્લામહ અનવારૂલહક સાહિબ આવા-ઉપર કહ્યા તેવા વકતા તો છે જ; પરન્તુ તેમનામાં એક બીજી ખુસૂસિય્યત પણ છે, અને તે એ કે પોતાના મુદ્દાઓ અને મકસદને તેઓ છેવટ સુધી ભારે કુશળતાપૂર્વક નભાવી શકે છે. તેઓ મુકર્રિર ઉપરાંત મુહર્રિર પણ છે. તેમની લેખનશક્તિનો જીવતો મુબુત તેમની 'અનવારૂલ-કુરઆન' નામની મશ્હૂર તસ્નીફ છે. આ બધાં સાથે તેઓ મુફતી પણ છે. અત્યાર આગમચ તેઓ માંગરોલ સ્ટેટના મુફતી રહી ચુકયા છે. નામૂસે-મિલ્લત માટે ખાસ મળેલા તેમના આ મૂળ ઉર્દૂ લેખને અહિ ગુજરાતી લિબાસમાં પેશ કરતાં આનંદ થાય છે.

યુરિદુના અંય્યુત્ફિઉ નૂરલ્લાહિ બિઅફ્વાહિ હિમ

**આ** આયતનો અર્થ એ છે કે ઈસ્લામના દુશ્મનો અને વિરોધીઓ અલ્લાહના નૂરને પોતાની ફુંકો વડે હોલવી નાખવાના નાપાક ઇરાદા ધરાવે છે અને ઇચ્છે છે કે સરકારે મદીના [સલ.]નું લાવેલું નૂર કોઈ રીતે પણ હોલવી નાખવામાં આવે અને દુનિયામાં ફરી એકવાર અનેકેશ્વરવાદ અને અધર્મવાદનો અંધકાર વ્યાપી જાય.

ઈસ્લામના દુશ્મનો બે પ્રકારના છે : એક જૂના અને બીજા નવા. જૂના મક્કાના મુશરિકો અને અરબના યહૂદીઓ તથા નસારાઓ હતા, જેઓ આપ (સલ.)ને નજૂમી, શાઈર અને (નઊઝુબિલ્લાહ) દીવાના કહેતા હતા; આપના જાન-માલ અને ઈઝઝત-આબરૂને બરબાદ કરવા માટે રાતદિવસ કાવતરાં રચ્યા કરતા હતા. કેટલીયે વાર તેમણે આપ (સલ.)નું ખૂન કરી નાખવાનાં કાવતરાં રચ્યાં અને આપના ઉમ્માતીઓનાં જાન-માલ તથા ઈઝઝત-આબરૂને એવાં એવાં નુકસાન પહોંચાડયાં કે આજે સાડા તેર સો વરસ પછી પણ એ બનાવોના સ્મરણ માત્રથી

રૂંવાડા ઉભા થઈ જાય છે હઝરત બિલાલ [ રદિ. ]ને કાફિરો પહાડના ગરમ પથરા પર નગ્ન કરીને ઘસડતા હતા; હઝરત અબૂ ફુકીહાના પગમાં બેડીઓ નાખીને ધોમ તપતા તડકામા સુવડાવી દેતા હતા; હઝરત સમીઆ ( હઝરત અમ્મારના વાલિદહ )ની પેશાબની જગ્યાએ અબૂ જહલે ભાલો મારીને તેમને શહીદ કરી નાખ્યા; હઝરત ખુબાબના માથા પર ધગધગતા કોલસાઓની સગડી મૂકવામા આવતી હતી; હઝરત ઝુબયરને ચટાઈની અંદર બાંધીને મરચાનો ધૂમાડો આપવામા આવતો હતો. આ બધું શા માટે ? એટલા માટે કે તમે મુહમ્મદુર્રસૂલુલ્લાહ [ સલ. ]ને ખુદાના પયગમ્બર શા માટે માનો છો ? શા માટે મક્કા અને હઝારો દેવદેવીઓને મૂકી એક અલ્લાહની સ્હામે સિજદો કરો છો ? શા માટે બનાવટી તવરેત અને ઇન્જીલને છોડી કુરઆનને ખુદાની કિતાબ માનો છો ? પણ, એ અલ્લાહ અને એના રસૂલના આશિકો હઝારો તકલીફો સહન કરે છે, દેશમાથી હિજરત કરી મદીના શરીફ ચાલ્યા જાય છે ઘરબાર, માલમત્તા અને સગા-સ્નેહીઓથી જુદા થાય છે એટલું જ નહિ, પણ નુબૂવ્વત-દીપિકાના એ પરવાનાઓને હતા ન હતા કરી નાખવા માટે કાફિરો, યહૂદીઓ અને નસારાઓની ફૌજો મદીના શરીફ પર ચડી આવે છે; પરંતુ ઇશ્કે મુહમ્મદના એ મતવાલાઓ તલવારોની છાયામા પણ નિડર અને નિર્ભીક બની લાઇલાહા ઇલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહનું મસ્તીભર્યું ગીત ગાયે જાય છે અને આખરે આજે એ મુઠ્ઠીભર ખુદાઈ લશ્કર કૈસર અને કિસરાના વ્યવસ્થિત અને સંગઠિત લશ્કરો પર વિજયી નીવડે છે. પૂર્વ અને પશ્ચિમમા "યઝહિરો હુ અલદ્દીને કુલ્લેહી"નું આંખને આંજી દેનારૂં દૃશ્ય જોવામાં આવે છે. ઇરાનના અગ્નિ-મન્દિરો ઠંડા થઈ જાય છે. દેવળોમા શંખનાદને બદલે 'અશહદુ અન્ના મુહમ્મદુર્રસૂલુલ્લાહ'ના દિવ્ય નાદ બુલંદ થાય છે શહેનશાહોના સિંહાસનોને સ્થળે ખાતિમુન્નબીય્યીનનું આસન બિછાવી દેવામા આવે છે અને અરબને સમ્પૂર્ણપણે, એક યુગ માટે, એ માર્ગભ્રષ્ટ દુશ્મનોથી તદ્દન સાફ કરી દેવામા આવે છે

એ પછી ઇસ્લામની એક બીજી દુશ્મન પ્રજા યૂરપમાંથી ઉદ્ભવે છે. જ્યા સુધી ઇસ્લામી મહારાજ્યો બળવાન હોય છે ત્યાં સુધી એ લોકો કંઇ નથી બોલતા. પરન્તુ જ્યારે મુસલમાનો વૈભવ-વિલાસ અને રંગ-રાગમા પડી જાય છે, ધાર્મિક જ્ઞાન અને વિજ્ઞાન-પ્રજ્ઞાને છોડી દે છે અને યૂરપની અસર એમના દિલ, દિમાગ તથા શરીરને અનપાય બનાવી દે છે તો એ પ્રજા સૌથી પહેલા ઇસ્લામને પૃથ્વીના પટ પરથી ભૂંસી નાખવાની નાપાક કોશિશ કરે છે દુનિયાભરના ઇસાઇઓ એક ઝંડાની નીચે એકત્ર થઇને ઇસ્લામની વિરુદ્ધ ક્રૂસેડ યા સલીબી જંગોની શરૂઆત કરે છે પરન્તુ ઇસાઈઓનું આ આક્રમણ

પણ ઇસ્લામને દુનિયામાંથી મિટાવવામાં નિષ્ફળ નીવડે છે અને ઇમાકઓ પોતાના લાખો ઇન્સાનોને ઇસ્લામની તલવારથી રહેંસાવ્યા પછી પરેશાન થઇને પોતાનાં ઘરો તરફ પાછા વળે છે.

એ પછી જ્યારે યુરપવાસીઓએ જોયું કે શસ્ત્રબળ વડે ઇસ્લામનો વિનાશ અશક્ય છે તો તેમણે તરતજ લડાઇની પધ્ધતિને પલ્ટાવી નાખી અને પોતાની તલવારો તથા પોતાના ખંજરો પોતાના પાદરીઓને હવાલે કરી દીધા. તેઓ લાંબા વિચાર અને ઉંડા ચિંતન પછી એવા પરિણામ પર પહોંચ્યા કે મુસલમાનોની ઝિન્દગીની રૂહ સરવરે કાએનાત ફખ્રે મવજુદાત મુહમ્મદુર્રસુલુલ્લાહ (સલ)ની ઝાત અને એમની કિતાબ કાયદા-મંઅલ કુરઆને મજીદ છે જો આજે મુસલમાનોને કુરઆન અને એમના પયગમ્બરથી બદઝન કરી દેવામાં આવે તો લોહીનું એક ટીપું પણ વહાવ્યા વગર વિજયમાળા પહેરી શકાય છે. આથી, એ હેતુને સિદ્ધ કરવા અર્થે હર સાલ હુઝુર [સલ]ની સીરત અને સુન્નત તેમજ કુરઆનના તત્વજ્ઞાન અને વિજ્ઞાન પર ઝાતજાતના થોકબંધ પુસ્તકો પ્રગટ કરીને દુનિયાના ખુણેખુણામાં પહોંચાડી દે છે આ પુસ્તકોમાં કુરઆન અને પયગમ્બરે ઇસ્લામની એવી રીતે તારીફ કરવામાં આવે છે કે આજકાલ મુસલમાનો પણ એવી તારીફ નથી કરી શકતા; પરન્તુ એ તારીફની અંદર અંદરજ છુપાં ઝેરના એવા તત્વો મળી રહે છે કે ઇન્સાન જેટલી હદે તેમની તારીફથી કુરઆન અને પયગમ્બરે ઇસ્લામ તરફ આકર્ષાય છે, એથી ચાર ગણી વધારે તેના દિલમાં તેમની તરફ નફરત પયદા થઇ જાય છે મિશન તરફથી પ્રગટ થયેલા આજકાલના તમામ પુસ્તકોની એજ આગળ તરી આવતી વિશિષ્ટતા છે. આવી નાપાક કોશિશો વડે ઇસ્લામના આ નવા દુશ્મનો ઇસ્લામી ઝંડાને હેઠો પાડવાની કોશિશોમાં પ્રવૃત્ત જણાય છે લખી-વાંચી શકનાર લોકો જાણે છે કે તેઓ પોતાના પુસ્તકોમાં હુઝુર [સલ]ના કેવા કેવા ચિત્રો છાપે છે, ફિલ્મોમાં કેવી રીતે ઇસ્લામની મઝાક ઉડાવે છે ! ક્યાંક હુઝુર [સલ]ને ડાકુ ચીતરવામાં આવે છે તો ક્યાંક શાઇરના રૂપમાં પેશ કરવામાં આવે છે અને, એમણે શીખવેલો એ પાઠ એટલો બધો સામાન્ય થઇ પડયો છે કે હર વરસે આવા પ્રકારના નિંદનીય બનાવો હિન્દુસ્તાનમાં પણ બનતા રહે છે અને જો આપણી ગફલત આવીજ રહી તો આ મામલો ક્યાં જઇને પહોંચશે એ કહેવું મુશ્કેલ છે

આજ ઝમાનામાં જો દીનને બાકી રાખવાનો તમારા દિલમાં ખ્યાલ હોય અને તમે ચાહતા હો કે આપણે ઇસ્લામની બકાની સાથે દુનિયામાં એક ઝિન્દાદિલ અને સરબુલંદ પ્રજા બનીએ તો એનો એકમાત્ર માર્ગ એ છે કે આપણે હુઝુર [સલ]ની મુહબ્બતનો હક અદા કરીએ મુહબ્બત માત્ર એ નથી કે તમે તમારી ઝબાનથી મુહબ્બતનો ઇઝહાર

કરી લ્યો અને બસ; નહિ જ, બલ્કે તમારી ચાલચલગત, તમારી ઉઠ-બેસ, તમારી રહેણી-કરણી, તમારૂં વચન-વર્તન હુઝુર [સલ]ની મુહબ્બતને ઝાહિર કરે. હુઝુર [સલ]ના આજ્ઞાપાલન અને અનુસરણના સાક્ષાત નમૂના બનીને તમે તેમની ઝિન્દગીને સમજો અને તેમના આદર્શ જીવન-પ્રસંગોને હરેક મુસ્લિમ તથા ગયરમુસ્લિમના કાનો સુધી પહોંચાડી દો.

સાચી મુહબ્બત સાચા આજ્ઞા-પાલનનું જ બીજું નામ છે. અમલી આજ્ઞાપાલન વગર કેવળ મૌખિક મુહબ્બત જ્યારે દુનિયામાં પણ આપણને કશો ફાયદો નથી પહોંચાડી શકતી તો આખિરતમાં તે કેટલી હદ સુધી કામ લાગવાની હતી ? આજે જો મુસલમાનોમાં ઉણપ હોય તો તે એજ છે કે તેઓ વચનની સાથે વર્તન અને ઇરાદાની સાથે અમલ નથી કરતા. પહેલા જો મુસલમાનોના દિલના પ્યાલા રસૂલ-પ્રેમથી છલકતા હતા તો તેમના વર્તન ઉપરથી પણ સાક્ષાત મુહબ્બત ઝાહિર થતી હતી

જંગે તબૂકમાં જ્યારે હુઝુર [સલ] તશરીફ લઈ ગયા તો સખત ગરમીની મોસમ હતી. અરબનો દેશ અને વળી એ ઉપર સખત ગરમી ! હઝરત અબુ ખુશામા એ જંગમાં ન્હોતા ગયા, કેમકે કુચ વખતે એઓ બીમાર હતા. એક દિવસે એઓ જ્યારે ઘેર આવ્યા તો જોયું કે ઘરના આંગણામાં પાણી છાંટેલું છે, ખાવા માટે સ્વાદિષ્ટ ભોજન અને પીવા માટે ઠંડું પાણી મવજૂદ છે. આ બધું જોઇને તેઓ ચોધાર આંસુએ રડવા લાગ્યા. પત્નીએ રડવાનું કારણ પૂછયું તો ફરમાવ્યું કે : મ્હારા મહબુબ હઝરત મુહમ્મદ [સલ.] જેમણે આપણને મુસલમાન બનાવવા માટે કાફિરોના પત્થર ખાધા, જેમણે આપણને જહન્નમની આગથી બચાવવા માટે પોતાના પેશાની મુબારકને ઝખમી કરાવી, જેમને કેવળ આપણને હિદાયતનો માર્ગ દેખાડવાના બદલામાં ઘરથી બેઘર કરી દેવામાં આવ્યા, આ સળગતી લૂ અને ધગધગતા તડકામાં તબૂકના રેતાળ રણમાં આપણા સંરક્ષણ માટે લડી રહ્યા હોય અને હું તેમનો એક નાલાઇક નામ લેનારો છાયાદાર મકાનોમાં સ્વાદિષ્ટ ભોજન, ઠંડા પાણી અને સ્વરૂપવાન પત્ની સાથે ઐશ આરામ કરૂં ? ઓહ ! ખુદાની કસમ, એ વફાદારી નથી, એ દેખીતી બેવફાઇ છે કે હું આ બધી નેઅમતોને આકાએ નામદાર [સલ.]ની મુહબ્બત પર કુરબાન કરૂં છું. અને બસ, તરતજ તેઓ તબૂક તરફ રવાના થઇ ગયા.

હઝરત ઉમર (રદિ.)ના એક પુત્ર જેમનું નામ અબ્દુર્રહમાન અને કુનિયત અબુ મદીના હતી, અત્યંત ખૂબસુરત નવજવાન અને કુરઆનના કારી હતા. તેઓ કુરઆનને પાક એવી રીતે પઢતા કે સાંભળનારાઓની આંખોમાંથી આંસુઓની ધારા

વડેરા માડતી હતી પરન્તુ તેઓ જ્યારે એક યહૂદીએ ભૂલ ખવડાવવાથી શરાબ પી લે છે તો હઝરત ઉમર (રદિ) હુઝૂર (સલ) અને ઇસ્લામની મુહબ્બત પર પુત્રની મુહબ્બતને કુરબાન કરી દે છે એમને ૮૦ ફટકા મારવાનો હુકમ કરવામા આવે છે હઝરત ના ફરઝંદ અત્યંત નાઝુક અને નિર્બળ નવજવાન હોઇને ફટકાના મારથી બેહોશ થઇને પડી જાય છે અને એજ બેહોશીની હાલતમા દુનિયાથી કુચ કરી છે, જાય પરન્તુ હઝરત ઉમર એ હાલતમા પણ ખુદાનો આભાર માને છે કે પુત્રની મુહબ્બત રસુલની મુહબ્બત પર વિજયી ન થઇ શકી.

આના મુકાબલામા જ્યારે આપણી હાલતને જોઇએ છીએ તો અનાયાસે ઝબાનથી નીકળી જાય છે કે શું આપણે પણ હુઝૂર (સલ.)ની મુહબ્બત કરનાર અને એમના ઉમ્મતની છીએ? આજે તો આપણા માન, અવનાર મકાન અને દુન્યાની હરેક ચીઝની મુહબ્બત સર્વોપરી જણાય છે. જો રસુલ-પ્રેમની ભાવના મજબૂત હોત તો આજે આપણી હાલત હરગિઝ આવી ન જ હોત

નહી કુછ ભી--મુહમ્મદકા હમમેં રહા અબ બાકી
ન વો ઝમાનકા નશા, ન વો મહફિલ, ન વો સાકી

આ પવિત્ર જન્મદિનનો ઝુરૂરી હક અદા કરો સરકારે મદીનાની આજ્ઞાઓ અને જીવન-સન્દેશને દુનિયાના ન્હાના-મોટા તમામ ઇન્સાનો સુધી પહોંચાડવાની વ્યવસ્થા કરો

## આઝાદીનો આત્મા

મુસ્લિમોની એક હદ દરજ્જેની હમદર્દી અને ખુદાતરસીની ભાવનાજ હતી, જેણે હિન્દુસ્તાન જેવા એક મહાન દેશના ધાર્મિક જીવનમા એક અઝીમુશ્શાન ઇન્કિલાબ પ્રકટાવી દીધો વિજેતા તરીકે આ દેશમા પ્રવેશ કરીને મુસલમાનોએ હજારો ઝિન્દગીઓનું ઘડતર કર્યું ને કરોડો હૃદયોને પ્રભાવિત કર્યાં

મુસલમાનોએ અંગ્રેજોના આગમનથી ઘણી મુદ્દત પહેલાજ હિન્દુસ્તાનની સલ્તનતને વ્યવસ્થિત અને પ્રજાને એકત્રિત કરવાનો યશ હાસિલ કરી લીધો હતો

ઇસ્લામની રાજકારણી પરિસ્થિતિ ઉપર વિચાર કરીએ તો તે ગણત્રીના વર્ષોમા, જ્યારે ઇસ્લામના પયગમ્બર [સ] મદીના મુનવ્વરામા રવનકઅફરોઝ હતા, ઇસ્લામે માનવજાતને એટના બધા નાગરીક હકો આપી દીધા, જે કોમીઓ અને બીજી કવમોએ સદીઓમા પણ પોતાની પ્રજાઓને ન્હોતા આપ્યા ઇસ્લામે ટેક-સરગને મર્યાદિત કરી દીધા, કાયદેસર બધા ઇન્સાનોને સમાન બનાવી દીધા, પ્રજાતંત્રનો પાયો નાખ્યો, રાજાઓના અધિકારો ઉપર પાબંદીઓ લગાડી અને એટલેજ હુ માનું છુ કે, ઇસ્લામને આઝાદીના આત્માની ઉપમા આપવામા આવે તો, એમા કાંઇ અતિશયોક્તિ નથી

—બિપિનચંદ્ર પાલ

## શમ્એ નુબૂવ્વત

[ અઝ: મવ. ઝફરઅલી ખાન ]

વો શમ્અ, ઉજાલા જિસને કિયા ચાલીસ બરસ તક ગારાંમેં,
ઇક રોઝ ચમકને વાલીથી, સબ દુન્યાકે દરબારાંમેં!
ઇમાન નહીં વો જિન્સ જિસે, લે આએં દુકાને ફલ્સફાસે;
ઢૂંડેસે મિલેગી આકિલકો વો, કુઆર્ંકે સીપારોંમેં!
જો ફલ્સફિયાંસે ખુલ ન સકા, અવર્ નુક્તાવરોંસે હલ ન હુવા,
વો રાઝ ઇક કમલીવાલેને બતલા દિયા ચન્દ ઇશારોંમેં!
હેં ય કિનેર્ં એક હી સૂરજકી, 'બૂ બક્રો, ઉમર, ઉસ્માન, અલી;
હમ-મતર્બા હેં ય યારાને નબી, કુછ ફર્ક નહીં ઇન ચારાંમેં.

## નુબૂવ્વત-દીપિકા

[ ભાષાન્તર ]

ચાલીશ શરદ્ જે દીપિકા, દીપિત રહી ગુફાઓમાં,
દીપિત થનાર હતી કો'દી', તે જગની રાજ-સભાઓમાં.
ઈમાન નથી કો' વસ્તુ, જે વેચાય દુકાને ફિલ્સુફની;
તે જ્ઞાની શોધકને જડશે, કુર્આન તણા પારાઓમાં.
જે ફીલસુફોથી ગુપ્ત રહ્યો, જે ઉચ્ચ મતિથી ઉચ્ચ રહ્યો,
તે ભેદ એક કમલીવાળાએ ખોલ્યો બે ત્રણ સંજ્ઞાઓમાં!
સો બિમ્બો એકજ ભાનૂનાં સિદ્દીક, ઉમર, ઉસ્માન, અલી;
સમ-પદિના એ ચાર નરો, ના ભેદ નબી—નેતાઓમાં.

—મુનાદી

## જેમના સહકારથી આ રિસાલો વગર કીમતે આપી શકાયો છે તે સહાયકોનાં મુબારક નામ

૪૦, જનાબ હાજી અહમદ હાજી અ૦ રહમાન દેઢી
૨૫, ,, હાજી અ૦ કરીમ હાજી વલીમુહમ્મદ દેઢી
૨૫, ,, હાજી અ૦ સત્તાર સાલેહમુહમ્મદ દેઢી
૧૦, ,, હાજી યુસુફ હાજી ઉમર ભોજા
૧૦, ,, વલીમુહમ્મદ હાજી અ૦ રહેમાન દેઢી
૧૦, ,, અ૦ શકુર હાજી નૂરમુહમ્મદ દેઢી
૧૦, ,, ઇસ્માઇલ જમાલ બુકાણી
૧૦, ,, હાજી હબીબ અ૦ કરીમ ધામિયા
૧૦, ,, હાજી સુલયમાન વલીમુહમ્મદ પટેલ
૧૦, ,, અ૦ રહમાન હાજી અબુબકર લાખાણી
૧૦, ,, હુસયન હાજી ઈસા પડવા
૧૦, ,, હાજી મુહમ્મદ ઇસ્માઈલ ચણા
૫, ,, હાજી અલીમુહમ્મદ હાજી અ૦ ગની રંગીલા
૫, ,, અબુબકર ડાડા સુંડિયા
૫, ,, નૂરમુહમ્મદ તાહેરમુહમ્મદ સાંગાણી
૫, ,, હાજી નૂરમુહમ્મદ અ૦ કરીમ દેઢી
૫, ,, હાજી મુહમ્મદ હુસયન દેઢી
૫, ,, હાજી હાશિમ તૈયુબ ફતાણી
૫, ,, વલી મુહમ્મદ નૂરમુહમ્મદ ચીનાઈ
૫, ,, અ૦ ગની હાજી અબદુલ્લાહ બંદુકડા
૫, ,, હાજી ઉસ્માન હાજી અ૦ કરીમ મનચલા
૫, ,, હાજી અહમદ હાજી યુસુફમોતી ગાડીત
૫, ,, હાજી ઉસ્માન હાજી અબુબકર લાખાણી
૫, ,, અ૦ લતીફ હાજી હબીબ ગડર
૫ ,, મુહમ્મદ હાજી અ૦ લતીફ બુકાણી

૫, જનાબ કાસિમ આદમ ઢેઢી
૫' ,, ઈબ્રાહિમ વલી મુહમ્મદ ભીડિયા
૫, ,, હાજી અબ્દુલ્લાહ હાજી ડાડા ચલચલ
૫, ,, અ૦ સત્તાર હાજી અ૦ લતીફ ઢ'ઢ
૫, ,, સાલેહમુહમ્મદ હાજી અબા રંગીલા
૫, ,, હાજી ઇસાક હાજી ઈબ્રાહિમ ભીડિયા
૫, ,, હાશિમ મુહમ્મદ ગડર "મુનીર"
૨ાા. ,, અ૦ કરીમ અ૦ રહીમ ગાડીત
૨ાા ,, અલી મુહમ્મદ મુહમ્મદ ડાઘા
૨ાા, ,, ઇસ્માઈલ હાજી સુલયમાન ફતાણી
૨ાા, ,, અ૦ લતીફ મુહમ્મદ શીવાણી
૨ાા, ,, હકીમ રહેમતુલ્લાહમીયાં મુહમ્મદમીયાં
૨ાા. ,, હાજી નૂરમુહમ્મદ ફકીર મુહમ્મદ ગાજી
૨ાા, ,, હાજી અલારખ્ખા હાજી હાશિમ ગાડીત
૨ાા, , યુ. એ. આર. ફાઝીલ "ફારૂક"
૨ાા, ,, યુસુફ અલી મુહમ્મદ આદમાણી
૨ાા, ,, ઈસ્હાક હાજી બાવા વાડાસાડાવાલા
૨ાા, ,, નૂરમુહમ્મદ અ૦ રહમાન ચણા
૧ા, ,, એલ. કે. ભાયલા
૧ા, ,, હાજી ઉમર હાજી જમાલ બેરા
૧ા, ,, હાજી બુન્ડી
૧ા, ,, અ૦ શકુર હાજી અ૦ કરીમ ભીડિયા
૧ા. ,, મુહમ્મદ અલીમુહમ્મદ સુરૈયા
૧ા. ,, સુલયમાન સાલેહમુહમ્મદ ગાડીત
૧ા ,, મુહમ્મદ હુસયન કાસિમ બુન્ડી
૧ા. ,, હાજી સીદીક હાજી ઈબ્રાહિમ મૈયારીવાલા

---

૩૧ળાા